રાજકોટ, ૪-૪-૫૭

# ઉર્વશી અને યાત્રી


લેખક પ્રકાશક

શ્રી. દુર્ગેશ શુકલ



મૂલ્ય : બે રૂપિયા

પ્રાપ્તિસ્થાન : નૂતન બાલ શિક્ષણ સંસ્થા, વિશનગર.

## લેખકનાં પુસ્તકો






પહેલી આવૃત્તિ

મે. ૧૯૪૪








પ્રકાશક : દુર્ગેશ તુળજાશંકર શુકલ, બી. એ.
વાઘેશ્વરી માતા પાસે, વઢવાણ શહેર.

મુદ્રક : મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી, બી. એ.
આદિત્ય મુદ્રણાલય, રાયખડ, અમદાવાદ.

અર્પણ

પ્રો. રવિશંકર મ જોશી
શામળદાસ કોલેજ, ભાવનગર

'મ્હેકે સ્મૃતિમા જેના સ્નેહની સુરભી હજી.'

# નિવેદન

ઘણે લાંબે સમયે મારી પૃથ્વીવૃત્તીય નાટિકા 'ઉર્વશી'ને પુસ્તકાકાર મળે છે. આ નાટિકા ૧૯૩૩ માં લખાઈ હતી અને '૩૫ માં 'ઊર્મિ' માસિકના કાવ્યાંકમાં પ્રથમ પ્રકટ થયેલી. આજે પ્રકટ કરતી વખતે એના મૂળ સ્વરૂપમાં એક નોંધપાત્ર ફેરફાર કર્યો છે. મૂળમા પાત્રો છંદને ગમે ત્યાથી શરુ કરતા અને ફાવે ત્યા પૂરો કરતા. અહીં એક પાત્ર જ્યા અટકે છે, ત્યાથી જ બીજુ પાત્ર શરુ કરે છે, આ રીતે છંદની સળંગ પ્રવાહિતા સાચવવા પ્રયત્ન કર્યો છે.

'અનાદરાનો યાત્રી' આવા જ પ્રકારની પ્રાયોગિક મનોદશાનું સર્જન છે નવલકથાનો વિસ્તાર માગી લે તેવી વસ્તુને અહી

ટૂંકા કાવ્યોદ્વારા રજુ કરી છે. આ કાવ્યોમા એક યુવકના હૃદય ચિત્તના મથનો દ્વારા થતા જતા ક્રમિક જીવન વિકાસની ગતિ બતાવવાનો નમ્ર પ્રયાસ છે.

આ કથાનકનુ સ્વરૂપ સોનેટમાળા (Sonnet Sequence) નું છે, પરંતુ એમાના બધા જ કાવ્યો, ચૌદ લીટીના હોવાના એક માત્ર ગુણને લઇને સોનેટો જ છે, એવુ કહેવાનો મારો આશય નથી. એને ભલે સોનેટો ન કહો, ચૌદકો કહો. વાર્તાનો તંતુ જાળવતી આવી માળાઓની છંદ રચના શિથિલ બની જાય છે, અને પરિણામે સોનેટમા જોઇતી વિશિષ્ટતાઓ–એની નક્કર રચના, અભિનવ પ્રાસયોજના, યોગ્ય સ્થાને પલટો બાઇ અંતમા સમગ્ર કાવ્યનો મર્મ સ્ફુટ કરી દેતુ આયોજન–આમા ન પણ મળે. વળી કેડીએ ગાતા જતા નાયકને કંઠ ખુલ્લો મૂકી ગાવા દેવુ એ ઠીક લાગ્યુ. આથી કોઇને રચનાશૈથિલ્ય લાગે તો તે દોષ મારા સોનેટમાળામા વાર્તા ગુંથવાના પ્રયોગશીલ માનસનો છે.

રસજ્ઞ ગૂજરાતને આ કાવ્યસંગ્રહ ગમે એવી આશા રાખુ છુ.

દુર્ગેશ શુક્લ

'વિહગ નિયતિજ્ઞ, ઊડ, અપનાવ આનંત્યને.'

બ. ક ઠા

# અનુક્રમ

# ઉર્વશી અને યાત્રી

નમંતી સંધ્યાએ
ન શું હૈયું ગાશે પ્રણય, મૃદુ-ગાથા પ્રભવની ?

Clueless we go but I have heard thy voice
Divine Unreason,* harping in the leaves,
And grieve no more, for wisdom never grieves
And thou hast taught me wisdom, I rejoice. —*Huxly*

"Doubt has usurped the place of hope, and revolt has pushed out submission. Faith is spent, gratitude is not born. Blind passions and murderous instincts and guilty weakness have covered and stiffled Thy sweet Law of Love." —*Romain Rolland*

## આભાર

આ પુસ્તકપ્રકાશનમા ભાવનગરના નામદાર મહારાજા સાહેબે નિયુક્ત કરેલી ગ્રથોત્તેજક કમિટિએ જે મદદ આપી છે તે બદલ આભાર માનુ છું. લેખક

'The highest that a man can attain is the consciousness of his own sentiments and thoughts; knowledge of himself, which teaches him to know intimately also the natures of others" —*Goethe*

# ઉર્વશી

## થોડુંક પ્રાસ્તાવિક

"Mythology, like a parent's blood, has passed into all the veins of literature, of which it is still one of the sweetest and most persisting currents. What the alphabet is to words, and what words are to vocal or written expression of thought— such is mythology to poetry."

જ્હોન્ ડ્રીન્કવોટરનું ટિપ્પણુ વાક્ય, કાવ્યોમાં રત્નકણિકાસમ ઓપતી ભૂતકાલીન કથાઓનું સત્ત્વ સૂચવવા પૂરતું બસ થશે. યુરોપના સાહિત્યમાં તો એક [illegible] એ અનેક રૂપાંતરો પામી છે. એકે એક કવિએ એ કથાપ્રસંગોને પોતાના વાણીમાં બહલાવ્યા છે. અત્યારે તો પેન કે જ્યુપિટર કાને પડતા [illegible] દેવોની આકૃતિ, એમની પરાક્રમલીલા વગેરે કંઈક સ્મરણ જાગે છે [illegible]ને સ્મરણમાંથી જન્મતો રસાનંદ પ્રકટાવે છે.

માનવોએ પ્રકૃતિમાં [illegible]તનનું આરોપણ કર્યું, અને એમની કલ્પના પ્રકૃતિના વિવિધ [illegible]વોમાં કશુંક અભિનવ અને અગમ્ય નિહાળી કાવ્યોચિત આનં[illegible] અનુભવતી રહી. ઇન્દ્ર, વરુણ, અગ્નિ જેવા સમર્થ [illegible] સાથે [illegible]ઓ, જળમાં સરકતી અપ્સરાઓ અને નૃત્યસંગીત [illegible] [illegible]વો જેવા સુકોમલ તત્ત્વો પણ જન્મ પામ્યાં.

ગ્રીક દેવતાઓ અને વેદના દેવતાઓમાં એક વસ્તુ ઊડીને આંખે વળગે તેવી સ્પષ્ટ છે. ગ્રીક લોકોના જ્યૂપિટર, એપોલો, નેપચ્યુન અને પૅન સાથે દ્યૌષ્પિતર, સૂર્ય, વરુણ અને પૂષનને સરખાવીએ તો જણાશે, કે ગ્રીક દેવોની આકૃતિ (form) જ્યારે અખંડિત અને સુરેખ છે, સપૂર્ણ રીતે કલ્પી શકાય તેટલી સ્પષ્ટ આલેખાઈ છે, ત્યારે આપણા વેદકાલીન ઋષિવરોની સૌન્દર્યદૃષ્ટિ, આકૃતિના બાહ્ય અંગાંગ ઉપરાત, તત્ત્વજ્ઞાનના કોઈ ગહન વિચારને પણ મૂર્ત કરવાના પ્રયાસો કરતી જણાઈ આવે છે. આ કારણે વેદકાલીન દેવોની આકૃતિ, તેમની જીવનલીલા આદિ નક્કી કરવું તે અતિ મુશ્કેલીભર્યું છે. આ દેવોને પૃથ્વી, અંતરિક્ષ અને આકાશના ત્રણ વિભાગોમા વહેંચવામાં પણ મુશ્કેલી ઊભી છે. આમ આપણા દેવતાઓ, નામ પડતા જ નયન સન્મુખ તરવરતી ગ્રીક મૂર્તિઓ જેટલુ નિશ્ચિત સ્વરૂપ ધરતા નથી. પરિણામે તેમનું આલેખન અઘરુ પડે છે.

કલાકૃતિ વસ્તુને નિશ્ચિત સ્વરૂપ આપે છે. અનેક કવિઓ, શિલ્પકારો કે ચિત્રકારોને હાથે વીનસ કે એપોલો સર્વાંગસુંદર નથી થયા શું? દમયતી કે અભિમન્યુ કાવ્યોચિત પાત્રો બની કેટલાં હૃદયંગમ બન્યાં છે! તેવું જ શું આપણા પૂર્વજોએ કલ્પેલાં, ઉષા કે ઇન્દ્રના પાત્રોનું ન થાય? અનેક કવિઓ આ ભૂતકાલીન દેવોની મૂર્તિનું ઘડતર આરંભે, નવા વિચારતત્વે નિહાળે, તત્ત્વજ્ઞાનની, નવી કલ્પનાની છોળે એ તેજઃપુંજની કલા સહસ્ર ગણી વધારે, તો ફરીવાર એ લુપ્ત થતી પૂર્વજોની કલ્પનાકથામા પ્રાણ આવે. અને ગમશે ય એ સહુને, કેમકે માનવને હૈયે હજી ઉષા કે સૌન્દર્યદર્શને એની એજ સાનંદાશ્ચર્યની, પૃથાના પહેલા બાળકે અનુભવેલી ભાવના જાગે છે, અને જાગશે.

× × ×

હવે 'ઉર્વશી'ના આ ઊર્મિનાટ્ય પરત્વે થોડુંક. ઋગ્વેદમાં આ સ્વર્ગીય જળદેવીઓ, અપ્સરાઓ–જળમાં સરનારીઓ–વિશે થોડાક મંત્રો છે. ગંધર્વોને પ્રણયલોચને પેખતી અપ્સરાઓ, પાછળના વેદોમાં પૃથ્વીપાળે વૃક્ષોમાં વીણા વગાડતી કલ્પવામાં આવી છે. બ્રાહ્મણોમાં તો નૃત્યકુશળ લાવણ્યમૂર્તિઓમાં તેમનું રૂપાંતર થયું છે. અત્યારે અપ્સરાઓ ઇન્દ્રની સભાની વારાંગનાઓ બની ગઈ છે; અને સોમ-પાનનો રસિયો, સંગીતનો રક્ષણહાર, અપ્સરાઓનો પ્રિયતમ, કંદર્પ સમાન રૂપવાળો ગંધર્વ, સ્વર્ગમાં મૃદંગ ઉપર થાપ દઈ સભારંજન કરે છે.

આ બે સ્ત્રી અને પુરુષની જોડલી અજોડ હતી. પરંતુ ક્યારેક ત્યાં પણ બળવો થતો ખરો. ક્યારેક વરુણતાતને જળપુત્રીનો આજ્ઞાભંગ સહેવો પડતો. જળપુત્રી ઉર્વશી પુરુરવસ્ માનવ સહ પ્રણયબદ્ધ થઈ. વરુણતાતની લાડકી 'મનુજ ક્ષુદ્ર પે પ્રણય' ધરી રહી ગંધર્વમની દેવમૂર્તિ તજી, મનુષ્ય સાથે ચાલી ગઈ. ગંધર્વોના સુવર્ણગૃહોમાં રૂપકલા પૂરવાને બદલે, પૃથ્વીના એક માનવની જીવનકલા બનવાની એને હોંશ જાગી, અને એ પુરુરવસ્‌ની સહચરી બની. સખીઓની શિખામણ અને સાગરની આણ અવગણી, પ્રેમોન્માદે મસ્ત ઉર્વશી, પુરુરવસ્‌ના જીવનમાં, નવવસંતનો ટહૂકો કરી રહી.

આ કથા પણ સમય જતાં નવાં રૂપો પામી છે ઋગ્વેદમાં અસ્પષ્ટ એવો એક ઉર્વશી અને પુરુરવસ્ વચ્ચે સંવાદ છે. પ્રિયતમને અમરત્વ પ્રાપ્તિનું વચન આપી ઉર્વશી ચાલી જાય છે, પાછી ફરતી નથી.

શતપથબ્રાહ્મણમાં આ કથા વિસ્તાર પામી છે. અહીં બન્નેના પ્રેમનો સમય એક શરતપાલન ઉપર અવલંબે છે શરતનો ભંગ થતાં ઉર્વશી ચાલી જાય છે પરન્તુ જળપંખી રૂપે કમળસરવરમાં તરતી

ઉર્વશી પુરુરવસૂની કરુણ દશા જોઈ, વરસ પછી એકવાર આવવા વચન આપે છે.

તે પછી તો કવિકુલગુરુને હાથે ચ્હડી આ કથા અમરત્વ પામી છે. 'વિક્રમોર્વશીય' નાટક અનેક સૌંદર્યપૂર્ણ અલકારે ઓપતુ પ્રગટ થયું અને શકુતલા જેમ ઉર્વશી પણ અનેકનાં મન હરણ કરતી રહી. સહુ કોઈ એ કથા જાણે છે.

× × ×

બે કથાઓના વાચને ઉર્વશીની કથાનુ આકર્ષણ વધાર્યું. એમા એક તો ગ્રીક લોકોની પેલી સુવિદિત સુમધુર પ્રોસરપાઈનના (Proserpine) અપહરણની, ઓવીડથી શરૂ કરી મોરીસ સુધી અનેક કવિઓથી ગવાયલી વાર્તા, અને બીજું તે સમર્થ નાટકકાર ઈબસેનનુ 'ધ લેડી ફ્રોમ ધ સી' (Fruen Fra Havet) નામક નાટક.

પ્રોસરપાઇનની કથા ઉર્વશી સાથે સામ્ય ધરાવે છે પૃથ્વીદેવી ડીમીટરની (Demeter) પુત્રી પ્રોસરપાઇન, સીસીલીમા આવેલા એના (Enna)ના પુષ્પિત પ્રદેશમા ફૂલ ચૂંટતી ફરતી હતી, ત્યા તો એ કુમળુ વધુ રૂપાળું પુષ્પ જ, પાતાળના રાજા પ્લૂટોને હાથે ચૂટાઈ ગયુ ! પ્લૂટો એને હરી ગયો. પુત્રીવિયોગની વેદનાથી ડીમીટરે ચીસ નાખી અને સહુ એને દુ:ખે ત્રાસ પામ્યાં. રાજા જ્યૂપિટરે મરક્યુરીને પ્લૂટો પાસેથી પૃથાપુત્રી પાછી લાવવા મોકલ્યો સાથે શરત કરી કે પ્રોસરપાઇને પાતાળની એક પણ ખાદ્ય વસ્તુને સ્પર્શ કર્યો ન હોવો જોઈએ. પણ પ્રોસરપાઈને તો એક દાડમ ચાખી લીધું હતું. અંતે નક્કી થયુ કે, છ મહિના માતા પાસે સ્વર્ગમાં પ્રોસરપાઇન રહે, અને છ મહિના પતિ પાસે પાતાળમા રહે. આમ પ્રોસરપાઇન પાતાળ અને સ્વર્ગ વચ્ચે સાકળ સમી બની રહી; જેમ ઉર્વશી પૃથ્વી અને સમુદ્ર વચ્ચે બની તેમ.

ઇબ્સેનનું નાટક એક સિદ્ધાંતના પ્રતિપાદન અર્થે રચાયું છે. વ્યક્તિના સ્વતંત્ર વિચારવ્યાપારમાંથી જન્મતું કાર્ય જ સાચું હોઈ શકે; બીજાની આજ્ઞાએ કે બુદ્ધિએ દોરાઈ કરેલું કાર્ય નહીં આ વિચાર એલિદા (Ellida) પાત્ર દ્વારા સરસ રીતે વ્યક્ત થાય છે. સાગરતટથી આવેલી સુંદરી એલિદા ડૉ. વેન્જેલની (Dr Wangel) પરિણીતા છે. પતિની આજ્ઞાઓથી એનું સ્વતંત્ર માનસ ત્રાસે છે સાગરની એને રઢ જાગે છે. કોઈ અજ્ઞાત મુસાફર (Stranger) એને સાથે આવવા આજ્ઞા કરે છે. એલિદા મુઝાય છે. મુસાફર અને ડૉક્ટર વેન્જેલ વચ્ચેની પસંદગી એને અકળાવે છે. કેવો સરસ આ મવાદ છે.

Ellida—But my mind-all my thoughts, all the longings and desires of my soul—these you cannot bind. These will rush and press out into the unknown that I was created for, and that you have kept from me.

Wangel—I see it, Ellida. Step by step you are slipping from me. The craving for the boundless, the infinite, the unattainable will drive your soul into the darkness of night at last.

Ellida—Yes, I feel it hovering over me like black noiseless wings !

અંતે વેન્જેલ સમજે છે. એના દરદીની નાડ એના હાથમાં આવે છે, અને એ કહે છે–"Now you can choose your own path in perfect, perfect freedom." અને એલિદા વેન્જેલનેજ પસંદ કરી એની સાથે રહે છે.

× × ×

ઉર્વશીની કથામાં રહેલા કાવ્યોચિત તત્વનું આકર્ષણ આ અવનવીન વિચારમાળાએ વધાર્યું. માનવહૃદયના બેય કાંઠા છલકાવી દેતા પ્રણયભાવની ભરતીના પ્રતીકસમી ઉર્વશી અને એના આવાગમને આનંદિત અને ઓટ થયે 'દઈ કર લલાટ, હા, ભરતી ઝંખતા થભવુ' વદતો, સમગ્ર માનવજાતિની વ્યથાને મૂર્ત કરતો પુરુરવસ્ કાવ્યદેહ માગી રહ્યા. છંદ પૃથ્વી અનાયાસે આવી મળ્યો, અને વાણીને સરળ વાહન મળી ગયુ. જો કે પૃથ્વીવૃત્તીય નાટિકાની તખ્તાલાયકી વિચારણા માગી લે છે જરુર, છતા એ દિશામા એક પ્રયોગ તરીકે આ નાટિકાને અવલોકવા વિનંતી છે.



માનવી તણા
ઊર્મિતન્ત્રના,
ચિત્તતન્ત્રના ય તે,
ભાવ કે વિચારને કરી જતી મહત્તર,
ઊર્ધ્વપંથ વાળતી
લોકવૃત્તિ ઉત્તરોત્તર,
તે કલાકૃતિ કરે
લોકચિત્ત, અંતર પ્રસન્ન, તર્બતર



° You have the Light for lover, Fortunate Earth' Huxly.
ત્હારે પ્રીતમ સૂર્યદેવ સરખા, હે ભાગ્યવતી પૃથા.

[ઉષાની રંગટશરો ઝીલતો સમુદ્ર વચ્ચે જળલહરીઓની છોળે ભીંજાતો શ્યામ ખડક એ ખડક ઉપર જળકન્યાઓથી વીંટળાઇને બેઠેલી, કાળી કેશલટે ઝૂલતા સમુદ્રપુષ્પો સાથે રમતી, સૌંદર્યમૂર્તિ અપ્સરા ઉર્વશી. કોઇ જળકન્યા હથેલી ઉપર મુખારવિંદ ટેકવી, તો કોઇ દેહલતાને આકર્ષક રીતે લબાવી; કોઈ પગ વડે જળ ઉછાળતી, તો કોઈ અન્ય સખીના ખોળે શિર ઢાળી સૂતી છે સહુ ઉર્વશીની વાત એકાગ્ર ચિત્તે સાંભળે છે.]

જળબાળા : અરે, પણ અજાણ વાહ પિયુનામથી, ઉર્વશી ?
ખરે અજબ તું, સખી !

ઉર્વશી : સુરખ, માત્ર અજ્ઞાત હું
રસાત્મ પિયુનામથી, નવ અજાણ સ્નેહાબ્ધિની
અપૂર્વ ભરતી થકી. પ્રણય ઊર્મિ આંદોલને
ઝુલે રસિક આત્મ બે નયનમાંહિ ઢાળી નયન,
રહે વરસી રોમ રોમ સુખધાર મીઠી ગહન,
સખી, પ્રણયઅંક ઢાળું શિર, ત્યાં કશી નામની
રહે જરુર ? ને જયહીં હૃદય ભાવહિંડોલપેં
રહે સુખસમાધિમગ્ન, ત્યહિં પૂછવું નામ શેં ?

બીજી : અહો ! ઉરવશી, કશો ઉમળકો તને વર્ણને ?
ઉર્વશી : અને મન મહીં ય છે ઉમળકો, પ્રફુલ્લાવતો
પ્રસુપ્ત દિલપાંદડી સુખદ સ્નેહપ્રસ્પંદથી.
પણે ખડકપેં હતી હું રવિ તાપ મીઠો સહી
સુતી, જળ હલાવતી, મધુર ગીત કો ગુંજતી,
હતી મન રહી ગુંથી સ્વપનમાળ આવી સખી,
કદા મૃદુલ આત્મગોખ રસરાજ ગંધર્વની
મહા વિમલ મૂર્તિ દિવ્ય સરશે અહીં સ્વર્ગથી,
અને પિયુહુંફે કળી વિકસું હું ય કૌમારની.
ન ભાન, શમણાં ભરી અધુકડી ઢળી આંખડી,
તહીં સ્વપનમધ્ય એક તરતી કુંણી અંગુલિ,
અડી તરલ પોપચે મુજ, ઉઠી હું બેબાકળી,
જ્વલત રતિનાથ શી મનુજમૂર્તિ મીઠું હસી,
'પ્રિયે ઉરવશી જ, તું ઉર વસી ય મારે' કહી,
લઈ કર મને ચુમી, હલમલી ય હું ના શકી,
સખી, વિસમયે, ભયે, ઉર અબોલ મૂંગી રહી;
વદું વચન શું ય હું ?
પહેલી : (હસી પડી) વચન તું વદે, જૂઠડી ?
ચડી પ્રિયભુજે તરંગ સમ, વૃક્ષપેં વલ્લરી
સમી, ભરતી ચંદ્રદેવમુખ જોઈ ઘેલી ચડે
ચડી ત્યમ તું ચે, પછી વચન એક બોલી નહી
કહે ? શરમ ના તને ?

બીજી : અહો ! ઉરવશી, કશો ઉમળકો તને વર્ણ

ઉર્વશી : અને મન મહીં ય છે ઉમળકો, પ્રફુલ્લાવ
પ્રસુપ્ત દિલપાંદડી સુખદ સ્નેહપ્રસ્પંદથ
પણે ખડકપેં હતી હું રવિ તાપ મીઠો સહુ
સુતી, જળ હલાવતી, મધુર ગીત કો ગુંજતી,
હતી મન રહી ગુંથી સ્વપનમાળ આવી સખી,
કદા મૃદુલ આત્મગોખ રસરાજ ગંધર્વની
મહા વિમલ મૂર્તિ દિવ્ય સરશે અહીં સ્વર્ગથી,
અને પિયુહુંફે કળી વિકસું હું ય કૌમારની.
ન ભાન, શમણાં ભરી અધુકડી ઢળી આંખડી,
તહીં સ્વપનમધ્ય એક તરતી કુંણી અંગુલિ,
અડી તરલ પોપચે મુજ, ઉઠી હું બેબાકળી,
જ્વલંત રતિનાથ શી મનુજમૂર્તિ મીઠું હસી,
'પ્રિયે ઉરવશી જ, તું ઉર વસી ય મારે' કહી,
લઈ કર મને ચુમી, હલમલી ય હું ના શકી,
સખી, વિસમયે, ભયે, ઉર અબોલ મૂંગી રહી;
વદું વચન શું ય હું ?

પહેલી : (હસી પડી) વચન તું વદે, જૂઠડી ?
ચડી પ્રિયભુજે તરંગ સમ, વૃક્ષપેં વલ્લરી
સમી, ભરતી ચંદ્રદેવમુખ જોઈ ઘેલી ચડે
ચડી ત્યમ તું યે, પછી વચન એક બોલી નહી
કહે ? શરમ ના તને ?

હસો, જળ સરો, રમો, મધુર કિન્નરી કંઠથી
ભરો ગહન ગુંબજો, સુરજતેજના અંબરો
ધરી ધવલ સાગરે કિલકિલાટ મીઠો કરો.
ચડો ખડક, ખો મહીં જળચરો સહે ખેલતાં
અખંડ, નિધિખંડ ખેલમહિં માપી લેજો બધાં.
અતાગ તળિયે ભર્યા રતનરાશિ રત્નાકરે
સહર્ષ તમ દેહવેલ સુહવો અલંકારથી.
નચિંત સહુ નિંદરો મૃદુલ છીપશય્યા ઢળી.
લઈ કર, ધરી સમીપ મૃદુ ઓષ્ઠની શંખ, આ
ભરો જલધિ વ્યોમચુંબી ઉડતા તરંગો વડે.
અનસ્ત સુખથી ભરો જળઉછગ, હે પુત્રીઓ.

પહેલી . અનંત કરુણા તમારી વરસી રહી, કિન્તુ સૌ
ઉરે ઉરવશી તણી ગજબ ખોટ રે સાલશે.

ત્રીજી : સમુદ્રતટ આ સખીવિણ નકી જ સૂનો થશે.

બીજી · વરે મનુજ ત્યાગી યક્ષ, સુર, કિન્નરો, અપ્સરા,
બને ઉરવશી અપાર ઉપહાસને પાત્ર, હા.

પાંચમી · પિતા, હૃદયમાં ચહે સરવ પુત્રીઓ, કે અહીં
વળે ઉદધિઅંક સત્વર ફરી સખી ઉર્વશી.

વરુણ : નિઃસંશય ફરી વળે પ્રિયસખી તમારી અહીં.
તમે હૃદય ચિંતવો, કદિય પૃથ્વીની ગોદમાં
ટકે ક્ષણ સમુદ્રની સુતનુ કોમળી કન્યકા ?

પાંચમીઃ વિરલ મંત્રવાણી સુણો.
વરુણ : ઉષા મૃદુલ, પુત્રીઓ.
પહેલી : કદિ નથી નિહાળી અમે
સ્મિતાંકિત, સુરમ્ય, કોમળ અપૂર્વ આવી ઉષા
પુરા ગગનમાં, પિતા.
ત્રીજી : નિકટ તાત, આવો, જુઓ,
ઉષા સુરૂપ અંગમાં રજ સુવર્ણ રંગોળીથી
પુરી અનુપ રૂપ, શી વિમલ આજ હર્ષી રહી !
પાંચમીઃ હસો હરહમેશ તેમ યુવતી પુરાણી નહે,
પ્રસન્નવદના કરો સકળ અપ્સરાવૃંદને.
વરુણ : કશું ન મનદુઃખ, ખેદ ? પ્રિય પુત્રીઓ તુષ્ટ કે ?
બીજી : પિતા, અતલ વિસ્તર્યો વિભવવંત રત્નાકર
અપૂર્ણ અમ કોડ પૂર્ણ કરતો, અતૃપ્તિ કશી ?
નથી ઉણપ ક્યાંય કોઈ, પણ તાત-
વરુણ : થંભી કયમે ?
કહે વિકળચિત્ત, મૂઝવણ મોટી તારી દિસે.
બીજી : વદુ વચન શાં, અરે, અમા ઉરેય ઉદ્વેગના
તુરંગ બહુ તાત, વેગભર આજ ઊઠ્યા સહા.
વરુણ : કથા ઉરવશી તણી ? નથી અજાણ્યું હું વાતથી.
ચોથી : કથા કુળકલંકની શું તમથી ય છાની જરી ?
વરુણ : નથી પ્રિય સુતા, અજાણ તુજ તાત એ વાતથી.
તમે કમળકોમળે ઉર વૃથા વ્યથા ના ધરો.

હસો, જળ સરો, રમો, મધુર કિન્નરી કંઠથી
ભરો ગહન ગુંબજો, સુરજતેજના અંબરો
ધરી ધવલ સાગરે કિલકિલાટ મીઠો કરો.
ચડો ખડક, ખો મહીં જળચરો સહે ખેલતાં
અખંડ, નિધિખંડ ખેલમહિં માપી લેજો બધાં.
અતાગ તળિયે ભર્યાં રતનરાશિ રત્નાકરે
સહર્ષ તમ દેહવેલ સુહવો અલકારથી.
નચિંત સહુ નિંદરો મૃદુલ છીપશય્યા ઢળી.
લઈ કર, ધરી સમીપ મૃદુ ઓષ્ઠની શંખ, આ
ભરો જલધિ વ્યોમચુંબી ઉડતા તરંગો વડે.
અનસ્ત સુખથી ભરો જળઉછંગ, હે પુત્રીઓ.
પહેલી . અનંત કરુણા તમારી વરસી રહી, કિન્તુ સૌ
ઉરે ઉરવશી તણી ગજબ ખોટ રે સાલશે.
ત્રીજી : સમુદ્રતટ આ સખીવિણ નકી જ સૂનો થશે.
બીજી . વરે મનુજ ત્યાગી યક્ષ, સુર, કિન્નરો, અપ્સરા,
બને ઉરવશી અપાર ઉપહાસને પાત્ર, હા.
પાંચમી: પિતા, હૃદયમાં ચહે સરવ પુત્રીઓ, કે અહીં
વળે ઉદધિઅંક સત્વર ફરી સખી ઉર્વશી.
વરુણ : નિઃસંશય ફરી વળે પ્રિયસખી તમારી અહીં.
તમે હૃદય ચિંતવો, કદિય પૃથ્વીની ગોદમાં
ટકે ક્ષણ સમુદ્રની સુતનુ કોમળી કન્યકા ?

સદૈવ ભરતી અને અફર ઓટ રહેતી સુતા
નિરંતર અનંત પ્રેમભરતી શું પોષી શકે ?
તરંગ ભરતી તણા જ પછડાઈ પાછા પડે,
રહે મન ફરી રટી જળઉછંગનાં નર્તનો.
પિતાહૃદયનાં, સખીનયનનાં અમીની સ્મૃતિ
પ્રતિક્ષણ નિમંત્રતી હૃદયને રહેશે નકી. ૨૦૦
ફરી તમ, અને મનેય બહુ લાડકી ઉર્વશી,
સમુદ્રજળમાં સહર્ષ રમશે, ન શંકા કંઈ.

પહેલી : થશે વચન સત્ય, તો હૃદય ધન્ય થાશે, પિતા.
બીજી : પ્રસન્ન મન, જો ટળે કુળકલંક કેરી કથા.
વરુણ : તજી હૃદય શોકભાર સરલાત્મ સૌએ રમો
સમુદ્ર ઉરમાં, જરીય નવ ચિત્ત ચિંતા લહો.
કદા વરુણઆણ ના સ્વપનમાંય લોપી રહો.
સમુદ્રતનયા તમે સમદરો સુહાવી જીવો. ૨૦૮

[ જળકન્યાઓ કર જોડી પ્રણામ કરતી ઊભી રહે છે. વરુણદેવને લઈ સાગરનું મોજું સુદૂર સરી જાય છે પડદો ઢળી પડે છે. ]

[ પૂર્ણિમાનો ચંદ્ર સાગર ઉપર રજતકિરણો વેરી રહ્યો છે. સમુદ્રના અતલ ઊંડાણમાંથી ધીમું સુરીલું સંગીત વહે છે. પેલા ખડક ઉપર ઉર્વશી બેઠી છે. એનું ચિત્ત વિચાર-વમળે ચડ્યું છે. ]

ઉર્વશી : રહસ્યમય રાત્રિ ! શો તિમિર ગાઢ ઉજાળતો
હિમાંશુ ચમકે ! દ્યુતિ પ્રસરતી જળે ને સ્થળે.
પ્રકાશકિરણો તરંગ પર ખેલતા જોઈને
વિચારલહરી ફરી વળતી ચિત્તમાં; શું હશે
'સર્યું ઉરતમિસ્રને હરતું તેજ આ જીવને ?
(તરંગ ઉપર ચંદ્રબિંબના ટુકડા જોઈને)
હશે અગર આવું, ચંદ્ર, જળઅંક શ્રદ્ધા થકી
અનન્ય તુજ પ્રાણબિમ્બ અરપંત, આંદોલને,
તરંગિત ઉરે ઢળી ઉદધિના ન ત્હારા થયા
અનેક ટુકડા ? નિહાળી ઉર પ્રશ્નમાળા રમે,
સમર્પું હુંય નાથ હાથ મુજ પ્રાણ, મારીય તે
થશે જ ગતિ ચંદ્ર હે, તવ સમાન શું જીવને ?
(પુરુરવા સાંભરી આવતાં)

પરંતુ વિસરું કયમે મધુર ઓષ્ઠસિત્કાર એ ?
વિસારું ભુજપાશ ? કંઠરવ મિષ્ટ ? શી રીત હું
શકું વિસરી રોમ રોમ વરસંત મીઠી સુધા
સમી સુખદ નાથની સ્મૃતિ અપૂર્વ ? એ તો અરે !
પ્રયત્ન ભુલવાતણા વિફળ સૌ બનાવી રહે.
અને પુરુરવાતણું સ્મરણ કલ્પના, કામના,
મનોરથ, ઉમંગનાં ઝરણ કોટિ જન્માવતું.
રગેરગ સવેગ સ્રોત વહતાં, પડી પૂરમાં,
નિરંકુશ રહે તણાઈ ઉરચિત્ત એ વેગમાં.

મને અબળને ગતિ પ્રબળ ખેંચતી, મૂંઝવી
રહી મતિ, વિવેકબુદ્ધિ વમળે તણાઈ ડુબી.
રડું, પળ પછી હસું, નવ કશું ય જાણું, બનું
અશક્ત રડવા, ઉરે રુરુદિષા ઘણી તે છતાં,
અશક્ત હસવા, રમે સુખદ ઊર્મિ હૈયે છતાં,
પ્રભો ! હૃદયની થઈ કરુણ આવી કેવી દશા ?

[ખડકની પાછળના પાણીમાં હલેસાં પડવાનો અવાજ સાંભળી ઉર્વશી વિચારતન્દ્રામાંથી ઝબકીને ઊભી થઈ બ્હાવરી જેમ આમતેમ જુએ છે. કોઇનો મીઠો અવાજ એને બોલાવે છે. તે અપ્સરા ઉર્વશીનો માનવપ્રિયતમ અને બુધ અને ઇલાનો પુત્ર પુરુરવા છે.]

પુરુરવા : પ્રિયે !

ઉર્વશી : પુરુરવા તમે ? ત્વરિત આંહી આવો, અરે,
સમીપ મુજ.

પુરુરવા : ધીર ના ઉર અચી, જરીયે તને ?

ઉર્વશી : અધીર તમ દર્શને પિયુ બની, ન શોભે હવે
વિલબ પળ એકનો, પ્રકટ થાવ જલ્દી, તજી,
તુફાન, ઉર ધીર ના ક્ષણુ રહે ભયે કંપતી.

પુરુરવા : અહીં તુજ સમીપ છું વિકલ, વિહ્વલા ઉર્વશી,
નજીક હમણાં ક્ષણાર્ધ મહિં આવી પ્હોંચું, સખી.

ઉર્વશી : અસત્ય કયમ બોલતા ? શપથ માહરા પ્રાણના.
કઈ દિશ તમે ઉભા ? કવણુ કાજ થંભી ગયા ?
પળો વિરહની સહી યુગ સમી, છતાંયે હજી
કૃપાકિરણુની સુદૂર પળ શું રહી જાણુવી ?

પુરુરવા : પ્રિયે, પ્રિયતમે,

ઉર્વશી : અમીવચન મિષ્ટ કેવા અહા !

પુરુરવા : કહે, ખડક સાથ નાવ મુજ લાંગરું, કે વિના
વિલબ, પ્રિય આવશે તું મુજ સાથ પૃથ્વી પટે ?

ઉર્વશી : અરે ! વિધિ !

પુરુરવા : વિષાદપૂર્ણુ કયમ ચિત્ત ત્હારું, પ્રિયે ?

ઉર્વશી : વિષાદ, ઉકળાટ, કમ્પ, મનમોહ મૂર્છા મહીં.
દગે તિમિર ઊતર્યાં ભય વિચારભૂતો લઈ,
વ્યથા અકળ પોપચે અસહ્યભાર ર્‌હેતી ભરી.

નિહાળી તમને સમીપ ઉર ધીર ર્‌હેતી ઘણી.
સુદૂર તમથી થતાં, ઉરતરગ માઝા તજી
વિકલ્પ અવળાતણા વમળ મધ્ય ખેંચી જતા;
પિયુ, પ્રણયમાં અસંખ્ય ઉઠતી કુશંકા સદા.
પુરુરવા : અરે ભ્રમિત તું બની પ્રિય, તરગ જૂઠે ચડી.
ઉર્વશી : તરગ ! મન શું બન્યુ ભ્રમિત ! ભાનભૂલી નકી !
મને સમજ ના પડે, મતિય મંદ મારી બની,
કઈ દિશ ઉરોર્મિ આમ ઉમટે, ન જાણું કંઈ.
કહો પ્રિય, મનુષ્યસાથ જળકન્યકા પૃથ્વીને
પટે શું ઉતરી ? વસી ? દયિતસંગ જીવી ? હસી ?
પરિષ્વજનમાં સુગાઢ ગળશું ? સ્મિતે રાચશું
સદૈવ ? વસશું વહી પ્રણય નિત્ય નેત્રો તણા ?
ઉરોર્મિ શુચિ આપણી હૃદયકુંજ ઉષ્મા મહીં
હમેશ ઉગશે ? પ્રફુલ્લ બનશે ? સુહાવી જશે ?
કહો પિયુ, તરંગ રંગ રમશું મહોલ્લાસમાં ?
થયે પ્રણયઓટ, શું ન પછડાટ હૈયુ ખમે ?
પુરુરવા : રહી હૃદય ઠાલવી ?
ઉર્વશી : પુરુરવા, રહો તો જરા
પ્રચડ ભરતી મને શમવવા દિયો તો ખરા.
અતાગ જળમાં સરે અરવ નાવ આવી કદા,
તુફાન મન કલ્પતો પવન પાંખ પ્હોળી કરી;

ઘડીક ડુબતી, ઘડીક નભચુંબને ઊડતી
કરે તરલ નાવને, પ્રિય, અજાણુ એ વાતથી?
અરે ત્યમ વિચારના અનિલ સામટા ઊછળી,
સુકોમળ તુષાર શા હૃદયભાવ મીઠા હરી
કરે વિરસ પ્રાણને.

પુરુરવા : અજબ વાત આ શી કહે?

ઉર્વશી : ખરે અજબ વાત, કિન્તુ મન વ્યગ્ર મારું બને.
કુણે હૃદયફૂલ તીક્ષ્ણતમ શૂળ ભોંકાય રે.
મનુષ્ય સહ અપ્સરા પ્રણયતૃપ્ત થાશે કદા?
સમુદ્રતનયા પટે અવનિના પ્રફુલ્લે સદા?
સ્વયમ્ ઉર હલી પુછે વિવિધ પ્રશ્ન, જાણું નહી
જવાબ, અહ, ના કળું કઠિન કટકો તીરશા
હશેજ ક્યહિં ખૂંચતાં, કવણુકાજ કાળી વ્યથા.

પુરુરવા : પ્રિયે વિવશ, શાન્ત થા, હૃદયઝાળ હૈયે જડી
શમાવીશ, ટળી જશે વિપદ, વેદના, શોક સૌ
વિંટાઇ વળતાં સુરમ્ય વપુવેલ વક્ષઃસ્થલે,
પ્રિયે, ધબકશે ઉરે ધબક એક ને પામશે
અભેદ દિલ આપણાં, અતલ નેહ ઊંડાણમાં
સમાધિ સુખની અભંગ ચિરકાળ સત્કારશે.
મનુષ્ય સહ અપ્સરા પ્રિય, શું જોડ ખોટી દિસે?
પૃથા ઉદધિ એક થાય ત્યહિં તૃપ્તિ શંકા ત્હને?

ઉર્વશી : નિહાળું તમ નેત્રમાર્દવ અને કુશંકાતણા
ટળી તિમિર જાય ગાઢ દિલ મારું આચ્છાદતા.
પુરુરવા : પ્રિયે સરલ, જો પળે ગગનતાત સ્નેહે રહ્યા
ધરાપર ઝળુંબી, ચંદ્ર ચુમતો રસે વાદળી.
સમુદ્ર રસરાજ લે સરિત અંક હર્ષે અતિ.
પરિશ્વજન આ અનંત દૃગ તું ન પેખે, અયી ?
ઉર્વશી : પરિશ્વજન આ વિલોકી તવ ઝંખના જાગતી
પ્રતિક્ષણ ઉરે, ન એ પુરુરવા, વિસારો ઘડી.
કહો અવનિઅંક આવી રસપૂર્ણ હેલી ખરી ?
પુરુરવા : અનંત મહિમામયી પ્રકૃતિનાં રહસ્યો તને
બતાવું, પળ આવ રમ્ય પૃથિવીપટે, ઉર્વશી.
અહીં તહિં ઉડે અગણ્ય, અતિ સૂક્ષ્મરૂપે જગે
નિસર્ગ દિલકામના, બસ ચરાચરે તંતુ આ
અખંડ જળવાઈ રહે વિરલ જીવસાતત્યનો.
સુકાર્યરત આ બની પ્રકૃતિ, તીવ્ર આકર્ષણો
તણો, પ્રણયપૂરનો, પ્રબળ ચિત્ત ખેંચાણનો,
વિવેક વિસરી થતી વશ ઉરોર્મિ કેરો મહા
વહાવી દિધ સિંધુ કો સભર સૃષ્ટિના દેહમાં.
ભ્રમે સકળ જીવસૃષ્ટિ સુખની ઘણી ખોજમાં,
પરાગ લઈને પતંગ દલફૂલપે આથડે
નિરંતર, ધરી વસંત કુસુમશ્રી ઘેલાં કરે,

સુખાનુભવમાં સનાતન મનુષ્ય ઘૂમ્યા કરે.
સજીવન વહંત જીવનનિધિ સદા આ વિધે.

ઉર્વશી : ખરે અકળ વાત આ પુરુરવા, તમારા મુખે
સુણી ઉર અપૂર્વ ભાવભરતી ચડે ને પડે.
હશે જ પિયુ, ઉર્વશી હૃદયની ય આવી ગતિ?

પુરુરવા : તુંયે કમળહસ્તથી લલિત મુગ્ધ ચેષ્ટા કરી
હતી જળ ઉછાળતી સંરકતી, અનંગે તહીં
ચડી ખડક પુષ્પબાણ રતિમંત્ર મૂકી વીંધી
તને, વિકળ તું બની વિરહ દુઃખ ઝાળે બળી
નભ પ્રતિ નિહાળતી અકળ ભાવથી કંપતી.

ઉર્વશી : રજે રજ કહો તમે વિતક વાત, જાણે હતા
સમીપ મુજ આપ સર્વ દિલવેદના પેખતા
પ્રતિક્ષણ રહ્યા ઉભા, અહ, અકલ્પ્ય શી આ કથા!

પુરુરવા : યુવાહૃદયની કથા ન કદિ અન્યથા સંભવે,
વસત ઋતુ વિસ્તરે મધુર કોકિલાકંઠ જ્યાં
ટુહૂરવ થકી ભરે વન, યુવા છલે જીવને
અનંગ રવ સુસ પ્રાણ મહિં જ્યાં વહે, હે પ્રિયે.
અને, દિવસ એક એ અરવ મંત્ર ગુંજી ઉઠે.
હલે ઉરઘટા, રગેરગ ઉરોર્મિના નર્તને.
દગો સ્વપન મધ્ય કોઈ પ્રિયમૂર્તિ ઝંખી રહે.

અકથ્ય અકળાટ, ભાવ કંઈ દોટ મૂકી ધસે
અને વિવશ પ્રાણ કો અગનઝાળ મીઠી સહે.

ઉર્વશી : નકી પિયુ, તમે હતા નિકટ, વાત મારી જ આ.

પુરુરવા : કથા સહુયની પ્રિયા, સુણ, પછી રમે સન્મુખે
સુરમ્ય રતિનાથની લલિત મૂર્તિ આકર્ષતી
હમેશ કરતું રહ્યું હૃદય કલ્પના તેહની
થતી દગ સમક્ષ મૂર્તિ મધુરી ખડી, ત્યાં થતી
અધીર ઉરની તૃષા સકળ શાંત, ને ઉર્વશી,
પછી દગ ધરા ઢળે, અધનમ્યાં રહી કિન્તુ એ
જુવે, નયનથી વદે વચનહીન વાચા, અને
ઢળે ચરણ નેહવિદ્ધ વપુવેલ કંદર્પના.
ગ્રહી કર પછી વદે, 'પ્રિયતમે, સુહાવો મને.
કરો હૃદય ધન્ય આપ પગલે, પધારો ઉરે.
અકિંચન મનુષ્યની હૃદયભાવની રિદ્ધિ જે
રહો વિષમ કાલડૂંક થકી નિત્ય રક્ષી તમે.
કરે મૃદુલ શાન્ત કલાન્ત ઉર માનવીનું કરો,
અનસ્ત સુખ ભર્ગથી મનુજ સૃષ્ટિ આવી ભરો,
અશાંતિ ઉરની હરો.

ઉર્વશી : અબળ પાસ પ્રાણેશની
બધી અફળ આશ, હા.

પુરુરવા : અવ વિલંબ છોડી પ્રિયા,

ઉગાડ ઉરકુંજમાં કુસુમ નેહનાં તાહરાં
કરે મૃદુલ, નેહસિંચન કરી તું રક્ષી રહે.
તને પ્રણયપોયણાં પરિમલે અચી, અર્ચશે.
વિશુદ્ધ દલ અર્ઘ્ય પાય તુજ અર્પતાં હર્ષશે.
અશોકતરુ કામિની ચરણ સ્પર્શથી ખીલતો,
ધરે ત્યમ નિકુંજ જીવનતણી નવાં પલ્લવો
પ્રિયે, તવ થયે પ્રસન્ન પધરામણી; કિન્તુ રે,
સરોષ અવહેલના પ્રણયની કરી તું જતાં
વહે ન ભવ આમ્રકુંજ મધુ કોકિલાના સ્વરો,
ન રે, મઘમઘાટ કયાંય મૃદુ મંજરીનો વહે.
સમગ્ર ભવ શૂન્ય શૂન્ય રસહીન ભાસે મને.
ઉર્વશી : રહો પુરુરવા, કથા ન સહી જાય, વ્યાપે વ્યથા.
પુરુરવા : કહું કવણ અન્યને વિતક વાત ? ઊંડી વ્યથા ?
કથા પ્રણયની અરે ! અબુધ લોક બૂઝે કદા ?
રહુ કવણ સાંભળે ? ન દિલ કોઇ મારી તથા.
રહું ટળવળી, ન કિન્તુ જગને જરાયે તમા.
પ્રિયે, નિષ્ઠુર દૈવ જ્યાં સુખદ અંક સંતોષનો
દયાઝરણનો, સદા શરણ તપ્ત હૈયા તણો
હરે, અહ, પછી કશી જીવિત આશ ભગ્નાશને ?
પ્રિયે, ભ્રમિત તું થતાં તિમિર ઘેરતાં રે, મને.
ઉર્વશી : રહીં ટળવળીય હું તિમિર પાલવે એકલી.

પુરુરવા : તને પુરુરવા લઈ હૃદય ચાંપશે હેતથી
પછી કયમ કહે પ્રિયે ઉરવશી, તું એકાકિની ?
સમુદ્ર શમતા બધા સરિતભાવ, નાની વળી
વિરાટ જળઊર્મિમાં સરિતઊર્મિ જેવી બની
રહે, ત્યમ બની રહે હૃદયઊર્મિ મારી તુંયે.
સ્ફુરંત નવ બુદ્બુદો સ્મરણના તને, ઉર્વશી ?
પણે ખડકપે અહા ! સ્વપન અંક સાથે સરી
રચી અનુપ સ્વપ્નની સુખદ સૃષ્ટિ સંસારની
અને વદન ચૂમતાં જીવનસાર લીધો ચુમી.
ઉર્વશી : સજીવ સહુ ચિત્રમાળ ચખ સન્મુખે વિસ્તરે.
પુરુરવા : અને અચલ કોલથી હૃદય એક કીધાં પ્રિયે.
ઉર્વશી : ભુલાય ઉરથી ન એ, તરવરે બધું સન્મુખે.
પુરુરવા : પછી કયમ મને દમે કઠિન શબ્દ આવે, પ્રિયે ?
હવે ન પળ નાવ આપણ વિલંબ સાંખે અયી.
શશીકિરણ સૌમ્ય પીશું ભરતી ચડી, ચાલ, રી.
ઉર્વશી : નકી ?
પુરુરવા : અરર, સંશયાત્મ બહુ તું, ન શ્રદ્ધા, અયી,
તને વચનમાં જરી ?
ઉર્વશી : હૃદયનાથ, આપો ક્ષમા
મને ભ્રમિતને, રહી દુભવી આપને.
પુરુરવા : ના મને

લગીર પણ રોષ, ચાલ કર ના હવે તું જરી
વિલંબ પ્રિય, જો પિતામહ મયંક કેવા નભે
રહ્યા સુતવધૂશિરે અમૃતધાર વર્ષી ! અને
પ્રસન્ન પૃથિવી રહી નવવધૂતણા સ્વાગતે
સજી સુભગ સાજ આજ નિધિપુત્રી આવે ગૃહે.
પ્રિયા, શુભ ઘડી, પધાર પૃથિવીપટે, ના ઘટે
વિલંબ પળનો.

ઉર્વશી : ધરું શિર તમારી આજ્ઞા, ભલે ૧૫૦
લિયો હૃદયદેવ, દેહ કરમાં હવે.

પુરુરવા : ઉર્વશી
પ્રિયે, પ્રિયતમે. ૧૫૧

[ બાહુમા લઈ પુરુરવા ખડક પાછળ રાખેલી નૌકા તરફ જવા વળે છે. સાગરના અતલ ઊંડાણમાથી વિરહવેદનાના સૂર ઊઠે છે. પુરુરવાના પિતામહ ચન્દ્ર મલકે છે. પડદો પડે છે. ]

## ઉર્વશી — અંક ત્રીજો

[ ઘણા સમય પછીની એ જ સમુદ્રકાંઠાની એક સંધ્યા. કાંઠે પુરુરવા વિચારમગ્ન અને ગમગીન ઊભો છે. સામે ઉર્વશી સમુદ્રની શાન્ત સપાટી જોતી ઊભી છે. ]

પુરુરવા : અહો ! ગગન સાંધ્યરંગ વિલસે કશો ! જો વહે
સુમંદ પવન, પ્રશાન્ત તટ, લાસ્યનું હાસ્ય ના
રમે જળતરંગ, મસ્ત વિહગો તરે વ્યોમમાં,
સમુદ્રતટ શાન્તિ શી ગજબ વિસ્તરી !

ઉર્વશી : શાન્તિ ? ક્યાં ?
તમે રવ સુણો ન કૈ ? પિયુ, બધેય શું શાન્તિ કે ?

પુરુરવા : નથી રવ.

ઉર્વશી : ક્યહીંય ?

પુરુરવા : ના, પરમ શાન્તિ આ વિસ્તરી
દશે દિશ, ન કિન્તુ શાન્તિ મુજ અંતરે, ઉર્વશી,
પ્રયાણ તુજ કલ્પતાં,

ઉર્વશી : ન વચનો પડે કાનમાં,
'અહીં ઉરવશી, અહીં ગૃહભણી પધારો હવાં.'

પુરુરવા : બધું અરવ લાગતું અવશ પ્રાણને, ઉર્વશી.

ઉર્વશી : બધું અરવ! શાન્ત ! શબ્દ પણ સંભળાયે ન શું ?
પુરુરવા : અચેતન ઉરે પડે વચન ? સંભળાયે કશું ?
ઉર્વશી : વિભિન્ન મુજ ચિત્તની કરુણ શોકઘેરી સ્થિતિ,
સમુદ્રપટ શાન્તિ, શી ઉર અશાન્તિ મોટી મચી !
ઉરે પ્રબળ આથડે જલધિછોળ, કાને પડે
અનંત અવિરામ ભવ્ય રવ, વારિ હૈયે ચડે
સવેગ, ભરતી ચડે ઉમળકે મહા ભેટવા
વિશાળ નભ બંધ હા, કઠણ સર્વ તૂટી પડે.
'ધરો ડગ, સમુદ્રપંથ' વચનો પડે કાનમાં
અજાણ પથ ચીંધતી અદિઠ અંગુલી ન્હોતરે.
બની વિકળ પંથ કો અગમ પ્રાણ ઝંખી રહે,
અસત્ય રજ ના કહું પિયુ, અશાંત કેવાં રડે
કહો, ગગન ચક્ષુ મેઘ ઉમટે બની ક્ષુબ્ધ જ્યાં ?
ધસે જળતરંગ જ્યાં પવન ફૂંકથી મસ્ત થૈ
સમુદ્ર ભરતી શું ભવ્ય પળ એક ખાળી શકે ?
સુણી જનકસાદ પુત્રી કયમ ઊર્મિના વેગને,
પ્રચંડ ઉરપૂરને પ્રિય, ઘડીય રોધી શકે ?
મને વરુણતાતની અફર આમ આજ્ઞા મળી,
'વળો વરુણપુત્રી હે ગૃહ, ઘણી જ વેળા થઈ.'
પુરુરવા : મને હૃદય આમ સંશય, તને ન હું, ઉર્વશી,
દઈ દિલ શકયો, ન પૂર્ણ દિલ તારું જીતી શકયો,

થતે ન નહિ તો પિતાગૃહે જવા તને ઝંખના.
ઉર્વશી : તમે સકળ રિદ્ધિ સિદ્ધિ ઉરની દઈ, માહરા
અકિંચન ઉરે ભર્યા સભર રિદ્ધિના અબ્ધિ કે,
પ્રસન્ન પૃથિવી થઈ રવિસમાન પામી પતિ
હુંયે કૃતકૃતાર્થ નાથ, તમનેય પામી થઈ.
મને ડુબકી મારતાં તમ ઉરાબ્ધિમાં મૌક્તિકો
અમૂલ્ય મળિયા ન એ વિપળ હું વિસારી શકું,
તમે પ્રણયસિંધુ વેગભર મુક્ત વ્હેવા દઈ
કરી અતિશ આર્દ્ર આ ઉરધરા વિસારું ન હું.
કૃતજ્ઞ ઉર આપનું સહૃદય ચિત્ત શે વિસ્મરે?
રમે પુરુરવા ઉરે, દગ સમક્ષ મીઠું હસે.
પુરુરવા : હસે? વિરહની વ્યથા નજીક આવતી જોઈને
પ્રિયે, હૃદય શા સુખે વદને હાસ ધારે કહે?
સમીપ મુજ ઓષ્ઠ કેરી સુખસોમનું પાત્ર જ્યાં
ધર્યું ન ધર્યું ત્યાંજ ક્રૂર વિધિએ કર્યું દૂર, હા.
સુકોમળ, સુરેખ કુમકુમ કિનાર પાદાંબુજ
પુરા પ્રતિપળે હતાં સુખદ સ્પર્શતાં, તે હવાં
પ્રયાણ કરતાં જતાં અનુભવું ઉરે વજ્ર શાં.
ઉર્વશી : તમે મુજ વિષાદનીય જરી કલ્પના તો કરો.
ગમે ન જવું કિંતુ નાથ, બળ ના કંઈ ચાલતું,
રહ્યું તૃણ સમાન વારિવહને ચડી રે જવું.

પડે શ્રવણ 'આવ,આવ' મુજ તાતના શબ્દ જ્યાં
રહે ન ઉર હાથ સાથ વસવા જઈ અબ્ધિના
ઉમંગ ઉછળે, પછી શું વળવા કશી શક્યતા ?
સમુદ્રપતિસાદ શું અવગણી શકે અપ્સરા ?

પુરુરવા : શકે અવગણી જ માત્ર પિયુનેહ.

ઉર્વશી : સ્વામી, ક્ષમા,
અપૂર્વ સુખપ્રાપ્તિના મદમહીં કરી હું રહી
ઉરે મૃદુલ ઘા, પરંતુ પળ ગાહરા ચિત્તની
વિચિત્ર ગતિ જોઇ થાવ ઉરમાં જરી કોમળ;
ઝસી નયનથી સુખાશ્રુ મુજ દૃષ્ટિ ઝાખી કરે
અને સ્વપ્નદેશની વિરલ તેજછાઈ દૃગે
રચે વિમલ ભોમ, તે પર સુરમ્ય ચિત્રો તરે,
મને વિવશ એ કરે.

પુરુરવા : રસદ ચિત્ર કેવાં, પ્રિયે ?

ઉર્વશી : સમુદ્રજળક્રીડનો નયન સન્મુખે મૂર્ત થૈ
રહે, પ્રતિપળે બને હૃદય બ્હાવરું ખેલવા
તરંગ પર, સાથમાં સહુ સમાન સાહેલિયો
તણા જળ ઉછાળવા પદ વડે વધે વાંછના.
નિગૂઢ કહું વાત એક પ્રિય, વ્યોમથી સૂર્ય ને
શશીકિરણ વર્ષતા અમૃતધાર અંગાંગમાં
નિહાળી દિલમાં ઉઠે 'દિનનિશાઉરે પ્રશ્ન આ:

‘ અરે, અવરપે પિયુપ્રણુય ! ’ ને ન સંતાપનો
રહેજ કંઈ પાર અંતરમહીં, કહો શી મઝા !
( સૂના ખડકો જોઈ )
અરે, અરવ શ્યામદેહ ખડકો તણુા શાન્તિદા
ઉછંગ અવ ઉર્વશીવિણુ નકી જ સૂના થયા.
ફરી બસ ઉમંગભેર રસભેર, મસ્તીભરી
રગેરગ ધસી પડું, કિલકિલાટે મીઠે ભરું
વિશાળ જળકોતરો, જળચરો હસાવું, વળી
ઢળેલ નયને કુંણા કુસુમપોપચાં ઊચકી
નિહાળું રસથી ભુરી ટમટમંત કીકી મહીં.

પુરુરવા : પ્રિયે.

ઉર્વશી : (સભાન) અરર, હું બની સ્વપનઘેલી, ભૂલી ગઈ.
ક્ષમા પિયુ, અભાન હું વચન કોઈ કૂડું વદી.
તરંગ તટ આફળી ઉર અશાન્ત મારુ કરે,
જઈ વમળમધ્ય બુદ્ધિ મુજ ડૂબતી નાથ રે.

પુરુરવા : બધુંય શમશે પ્રિયે, દિલતુફાન તારું શમ્યે.
નિહાળ રતિનાથ સૂર્ય નિજ અંક લૈ સન્ધિકા
જતા ક્ષિતિજ ખંડ, અંતર રસાળ આશા ધરી
રસોત્સવતણી.

ઉર્વશી : ન વાત મુજને રુચે નાથ, એ.

[એક સાગરપંખી ઉર્વશીના માથા પર ચકરાવો લેતુ ઊડે છે.]

ઉર્વશી : અરે વિહગ.
પુરુરવા : દૂર હે ખગ.
ઉર્વશી : રહો, ન ઊડાડતા,
દિસે મુજ પિતાતણો વિહગદૂત, સંદેશ શા ?
કહે વરુણતાતના ત્વરિત, ઝંખતો પ્રાણ હા.
( પખીનો ટહુકાર સાંભળી )
‘પળો ઉરવશી ગૃહે’, વરુણતાત એવું વદ્યા ?
નકી ? સ્મરણ માહરું પળ ન તાત ભૂલી ગયા ?
ભુલે ક્યમ ? કહી કહી ઉરવશી, ન વાત્સલ્યનાં
ક્ષણેય હળવાં થયાં ઝરણ તાતહૈયા તણાં.
અરે, સ્મિત ન ઓસર્યાં જનકઓષ્ઠ ઔદાર્યનાં.
ખરે નિઠુર હુંજ અંશ ઉર ના દયાનો, પિતા.
પુરુરવા : થતા ભ્રમિત ચિત્તપાસ સહુ યત્ન મિથ્યાજ જ્યાં
દિસે તરુય ભૂત શા, સરિત કાળ શી, પુષ્પમાં
મહા મણિધરો સુતા, અનિલ અગ્નિજિહ્વા સમો,
કઠોર જયહિં પંખીના કિલકિલાટ ! હા દૈવ હા.
ઉર્વશી : ભરી દશદિશા રહ્યાં વચન આમ ગુંજી અહા.
‘ધરો પદ પિતાગૃહે ઉદધિપુત્રી, હાવાં તમે.
જયહાં ઊગમ ત્યાં થવું વિલય, તાતઆદેશનો
વિરોધ નવ સંભવે’
પુરુરવા : અધમ દુષ્ટ ગંધર્વના

પ્રપંચ છળ કારમા સમજતી ન શું મુગ્ધ આ ?

ઉર્વશી : તમે કચમ વિસારતા પરમ સત્ય પ્રાણેશ, આ,
સમુદ્રતનયા સહે ભરતી ઓટ ફેરી ઉરે
સદા પ્રબળતા, થતાં વિષમ ઓટ પાછી પડે
ઉરોર્મિ, ભરતી થયે હૃદય ઊર્મિહેલા વધે.
સુણ્યું, દગ પડયું સ્વરૂપ ભરતી તણું રમ્ય આ ?
કલા કનકપાત્રમાં ધવલ પૂર્ણ ચંદ્રેશની
ભરી, ગટગટાવીને રસદ મત્ત ગંધર્વ સૌ
લઈ અનિલ સાથ, દિવ્ય અવિરામ સંગીતની
વહાવી રસછોળ, મુગ્ધ જળકન્યકાઓ બધી
સવિસ્મય સુણે અલૌકિક અનંત સંગીતની
સુરાવલિ જહીં પણે ખડકપે તહીં ઊતરે
સમુદ્રતનયા સહે વિવિધ નેહચેષ્ટા તણી
ધરી હૃદય આશ;
તે પળ પ્રચંડ કમ્પાવતી
દઈ હણહણાટી, અગ્નિશિખ કેશવાળી છુટી
મુકી, શિખરફાળ લૈ, વદન ફીણ જાતાં વહી,
કરાલ વિકરાલ કોડ હય પાણીપંથા તહીં
પિતા વરુણના, અજાણ રતિનાથ ચાપલ્યથી
સુરમ્ય સરલા સમુદ્રતનયા સહુ રક્ષવા
ચડે સલપતા અને ગગનચુંબી ફગોળતા

તરંગ, ભરતી સમુદ્રપટ ચડ વ્યાપે તદા.
(સહેજ ધીમી પડી)
કદા જળતરંગનાં તરલ નર્તને, નાથ, આ
પડચાં નયન ?

પુરુરવા : શી વિસાત, તવ સ્નેહ છોળે સદા
રહું ઉછળતો પ્રસન્નમન હું, મને લાગતાં
પ્રચંડ તુજ ઊર્મિ પાસ જળનર્તનો તુચ્છ શાં.

ઉર્વશી : વિષાદ અળગો અરે, પિયુ. પળેય થાશે નહિ ?
સુતાહિલ સહે ન શું ઉદધિતાત શી ઓટની
કરાલ ગતિ ?

પુરુરવા : જાણતો પ્રથમથી જ હું હોત, તો
પ્રિયે, પળ ન કારમી કદિય આવતે જીવને.
ક્ષણાર્ધ પણ ભાન ઓટતણું ચિત્ત આવ્યું હતે
થવા ન ગતિ દેત આ વિષમ, કલ્પનામાં રહ્યો
અખંડ સુખઘોષથી ઘુઘવતો જતો જિંદગી
તણો જલધિ, ક્યાં ન ઓટતણી સ્વલ્પ ઝાંખી થઈ.
હવા પ્રણયઓટની પ્રબળતા નિહાળી અરે,
અકથ્ય વધતી જતી વિકળતા ઘણી અંતરે.

ઉર્વશી : ખરે, ગતિ ઉરોર્મિની અકળ નાથ, ક્યારેક હા,
સવેગ ભરતી ચડે પ્રબળ અતરે ને ધસે
અગમ્ય પથ, ચિત્તબુદ્ધિ વમળે પડે ને ચડે

તરંગ હર્ષપે પ્રમત્તમન, કિન્તુ જ્યારે અરે,
મચે હૃદય કારમી અકળ ઓટલીલા, તદા
તરંગ શમતા, સુમંદ થડકાર હૈયે થતા.
સુદૂર પળતી ઉરોર્મિ સહુ શોકભારે નમી,
દઈ જ સઘળું, લઈ હૃદય સાવ ખાલી જવું
ફરી સદન શૂન્ય, એવી દિલમાં થતી લાગણી.

પુરુરવા : મને સદન શૂન્યની અરવતા અચી, ઘેરશે.
તને ઉદધિહર્ષનાં મધુરગીત આહ્લાદશે.

ઉર્વશી : દયાર્દ્ર પળવાર થાવ પિયુ, ઝંખતી કલાન્ત હું
દયાઝરણ, ઊર્મિઓટ અવ સહ્ય ના થાય, ને
પળે હૃદયભાવ સૌ ગૃહભણી જવાને, અરે.
વળે નિજ ગૃહે ફરી ફરિ જ ઊર્મિ જ્યાં નેહથી
રમ્યાં શિશુવયે ઉમંગભર મુગ્ધ, ને યૌવને
સમાનવય કૌડિલી મળી અસંખ્ય સાહેલિયો,
અને રતિપતિપ્રભાવ પ્રસરાવતા કિન્નરો,
ભુલાય નવ ક્રીડનો, વિવિધ ઊર્મિઆંદોલનો
અમે અનુભવ્યાં હતાં ઉદધિઅંકમાં જે, ચહે
ફરી હૃદય ભૂતકાળગત મસ્તી ને અબ્ધિનું
કરે પ્રતિપળે સદા રટણ હૈયુ એવી સ્થિતિ.

[ એક જળકન્યા પાણીની સપાટી પર અર્ધી બહાર આવી, તાળી પાડી, સુરીલે કંઠે સખીવૃંદને બોલાવે છે. ]

જળકન્યાઃ ઇલા, સુનયના, કલા, અદ્રુ, તલા, સુકેશી, પ્રભા.

[ સાગરની શાન્ત સપાટી હલી ઊઠે છે. જળબાળાઓના કિલકિલાટ અને સળવળાટથી વાતાવરણ ભરાઈ જાય છે. પહેલી જળકન્યાની આસપાસ અર્ધવર્તુલાકાર રચી સૌ ઊભી રહે છે. ]

બીજી : નવીન કંઈ ?
ત્રીજી : લાવી શું નવલ તું સમાચાર કૈં ?
ચોથી : કહ્યું વરુણતાતને પ્રિય સખી, હવે ઓટની
પળેય નવ શાન્તિ આ સહન થાય હૈયા મહીં.
પાંચમીઃ શમી ઉર ઉરોર્મિ સાથ ભરતીય, શી દૈવની
વિચિત્ર ઘટના, ઇલા !
છઠ્ઠી : સહન કેમ થાશે, કલા ?
પાંચમીઃ મને બસ ગમે સવેગ ચડવું તરંગે, પ્રભા.
છઠ્ઠી : અને વહન વ્યોમકેરું ચુમવું મહોલ્લાસમાં.
પાંચમીઃ પડી ન કદિ તુંય પાછળ, પછી ઉપાલભ શા !
પહેલી : રહો, અવ સુણો સવિસ્મય કથા કુલોદ્ધારની.
ફરી ઉદધિઅંક પાય ધરતી સખી ઉર્વશી.
બીજી : વળે ઉરવશી ગૃહે ?
ત્રીજી : કવણ ઓષ્ઠ તેં સાંભળી
રહસ્યમય વાત આ ?
ચોથી : વરૂણતાત જાણે સખી ?

પિતાહૃદય હર્ષ પૂર્ણ પ્રસરાવતી આ કથા !
પહેલી : હસી મધુર બોલિયા વરુણતાત આવું, ફરી
ગૃહે જનકના વળે ઉરવશી, સુસત્કારની
પ્રસન્ન કરતી સુરેન્દ્રધનુ કેરી રૂડી છટા
ધરી વિહસતી સુરમ્ય રચના રચો, ગીતની
લહેર મૃદુ મીઠડી જળપટે વહાવો, કરી
સુભંગ વપુવેલના જલતણા ફુવારા રચો.
તજી ઉરઉછાળ શાન્ત કુમળી ઉરોર્મિ ધરો.
સિતાર, મધુ બીન, વીણ લઈ અંક સંગીતની
સહે વિરલ તાલબદ્ધ શુભ લાસ્ય નૃત્યે મચો.
સુતા પ્રિયનું આજ સ્વાગત અપૂર્વ હર્ષે કરો.
બીજી : અકલ્પ્ય અહ આ કથા ! મનુજ બાહુ હૈયે ઢળી
કરી પ્રણય સોમપાન મદમસ્ત ઘેલી બની
સખી ઉરવશી, અહા, જલધિઅંક આવે ફરી !
ત્રીજી : રહી ઉર હશે અતૃપ્તિ રતિરાજ ગંધર્વના
રસાળ સુખપૂર્ણ ચુંબનતણી ઘણી, હો સખી.
ચોથી : રહે મન સદૈવ તારું તવ કાન્ત આસક્ત ત્યાં
તને કંઈજ અન્ય કારણ મળે ન, બીજા ઘણા
ઘણા પ્રબળ તંતુઓ, હૃદયગમ્ય આકર્ષણો
પ્રતિક્ષણ રહે ઉરે મચવતાં મહાઘર્ષણો.
કંઈ ન બળ ચાલતું, વશ થવું જ રહેતું ત્યહીં.

પાંચમી : ક્યહીં મનુજચિત્ત બાપડું, ક્યહીં ઉરોર્મિતણાં
પ્રચંડતમ ઘોર ગૂઢ ઘમસાણનાં તાંડવો ?
તડાગ ઉરનું ક્યહીંજ, ભરતી ક્યહીં ચુંબને
વિરાટ ગગને સદા ઉછળતી રહે જે અરે !
શમે હૃદયપલ્વલે ન ભરતી મહા, વિશ્વમાં
બને સકળ લોકયત્ન પળ માત્રમાં વ્યર્થ હા.
મનુષ્ય જડ, ક્ષુદ્ર, હીન, નિજ પિંડ સીમા તજી
કદા નવ રહસ્ય ભાવિતણું, ભૂતનું ભેદતા.
કદા ડગ ભર્યાં ન સીમ સ્થળકાળને લોપવા,
કદા ન ભુજ આભ બાથ ભરતા, ન રે, ઝંખના
અગાધ અવકાશનાં, ક્ષિતિજનાં, પૃથાનાં ન વા
રહસ્યમય મેઘનાં વિવિધ રમ્ય ચિત્રાંકનો
તણી વિરલ રૂપરેખ નિરખી ઉરે રાચવા.
રહે સ્થિર ન ચિત્ત, વિશ્વ કવતું સુમંજુ સ્વરે
પડે ન શ્રવણે પ્રમત્ત જગના, વિસંવાદના
રવે અતિશ ક્ષુબ્ધ, આવું જનચિત્તનું જાડ્ય હા.
ક્યહીં ભરતી ચંડ, ક્યાં મનુજદેહ આ રંક ? ક્યાં
મહા પ્રણયગંગ, ક્યાં શિવ સમર્થ કેરી જટા ?
પહેલી : ધરી વદન શોક છાય સહુ મૂક શાને બની ?
અબોલ સહુ શોકમૂર્તિ સમ આમ પાષાણ શી
ઉભી ક્યમ ? વળે ગૃહે ઉરવશી, ન પ્રેમોર્મિના

પિતાહૃદય હર્ષ પૂર્ણ પ્રસરાવતી આ કથા !
પહેલી : હસી મધુર બોલિયા વરુણતાત આવું, ફરી
ગૃહે જનકના વળે ઉરવશી, સુસત્કારની
પ્રસન્ન કરતી સુરેન્દ્રધનુ કેરી રૂડી છટા
ધરી વિહસતી સુરમ્ય રચના રચો, ગીતની
લહેર મૃદુ મીઠડી જળપટે વહાવો, કરી
સુભંગ વપુવેલના જલતણા ફુવારા રચો.
તજી ઉરઉછાળ શાન્ત કુમળી ઉરોર્મિ ધરો.
સિતાર, મધુ બીન, વીણ લઈ અંક સંગીતની
સહે વિરલ તાલબદ્ધ શુભ લાસ્ય નૃત્યે મચો.
સુતા પ્રિયનું આજ સ્વાગત અપૂર્વ હર્ષે કરો.
બીજી : અકલ્પ્ય અહ આ કથા ! મનુજ બાહુ હૈયે ઢળી
કરી પ્રણય સોમપાન મદમસ્ત ઘેલી બની
સખી ઉરવશી, અહા, જલધિઅંક આવે ફરી !
ત્રીજી : રહી ઉર હશે અતૃપ્તિ રતિરાજ ગંધર્વના
રસાળ સુખપૂર્ણ ચુંબનતણી ઘણી, હાં સખી.
ચોથી : રહે મન સદૈવ તારું તવ કાન્ત આસક્ત ત્યાં
તને કઈજ અન્ય કારણ મળે ન, બીજા ઘણા
ઘણા પ્રબળ તંતુઓ, હૃદયગમ્ય આકર્ષણો
પ્રતિક્ષણ રહે ઉરે મચવતાં મહાઘર્ષણો.
કંઈ ન બળ ચાલતું, વશ થવું જ રહેતું ત્યહીં.

પાંચમી : ક્યહીં મનુજચિત્ત બાપડું, ક્યહીં ઉરોર્મિતણાં
પ્રચંડતમ ઘોર ગૂઢ ઘમસાણનાં તાંડવો ?
તડાગ ઉરનું ક્યહીંજ, ભરતી ક્યહીં ચુંબને
વિરાટ ગગને સદા ઉછળતી રહે જે અરે !
શમે હૃદયપલ્વલે ન ભરતી મહા, વિશ્વમાં
બને સકળ લોકયત્ન પળ માત્રમાં વ્યર્થ હા.
મનુષ્ય જડ, ક્ષુદ્ર, હીન, નિજ પિંડ સીમા તજી
કદા નવ રહસ્ય ભાવિતણું, ભૂતનું ભેદતા.
કદા ડગ ભર્યા ન સીમ સ્થળકાળને લોપવા,
કદા ન ભુજ આભ બાથ ભરતા, ન રે, ઝ ખના
અગાધ અવકાશનાં, ક્ષિતિજનાં, પૃથાનાં ન વા
રહસ્યમય મેઘનાં વિવિધ રમ્ય ચિત્રાંકનો
તણી વિરલ રૂપરેખ નિરખી ઉરે રાચવા.
રહે સ્થિર ન ચિત્ત, વિશ્વ કવતું સુમંજુ સ્વરે
પડે ન શ્રવણે પ્રમત્ત જગના, વિસંવાદના
રવે અતિશ ક્ષુબ્ધ, આવું જનચિત્તનું જાડ્ય હા.
ક્યહીં ભરતી ચંડ, ક્યાં મનુજદેહ આ રંક ? ક્યાં
મહા પ્રણયગંગ, ક્યાં શિવ સમર્થ કેરી જટા ?
પહેલી : ધરી વદન શોક છાય સહુ મૂક શાને બની ?
અબોલ સહુ શોકમૂર્તિ સમ આમ પાષાણ શી
ઉભી ક્યમ ? વળે ગૃહે ઉરવશી, ન પ્રેમોર્મિના

તરંગ ઉર ઊમટે ! પ્રિય સખીતણા સ્વાગતે
કહો, ન કયમ હર્ષની મધુર છોળ હૈયે રમે ! ૨૨.

બીજી : રમે સકળ રોમ રોમ સુખપૂર્ણ આનંદની
સુધાલહર, લાડિલી બહુ જ અપ્સરાવૃંદની
સખી ઉરવશી પિતાગૃહ વળે ફરી, શી ઘડી !

ત્રીજી : સમુદ્રપથ આવતી સુતનુ ઉર્વશી લાડકી
ઉછંગ રમવા વિલોકી મન મુક્ત ચિંતા થકી
સમુદ્ર હરખે, વિમુકત નિજ અંશ આજે વળે
ગૃહે, પળ અમૂલ્ય ઝંખી બહુ તે ફળે, તે ક્ષણે
સખી, પરમ તૃપ્તિ, તોષલહરી વહે અંતરે.

ચોથી : અહો નિધિ ! અગમ્ય શક્તિ તવ,તીવ્ર આકર્ષણો
થકી હૃદયતંતુ સર્વ દિલના રહ્યા ખેંચતા. ૨૩.
તમે વરસતા રહ્યા વિરલ આશિષો હે પિતા.

પાંચમી : અપૂર્વ વરસી કૃપા, જળ ઉછંગ પોઢી જતાં
સુરમ્ય શમણાં રમે નયન નિત્ય ને ભવ્ય શી
સ્રવે સ્વરસુધા સુકંઠિત સુરૂપ હ્યાં કિન્નરો
તણી હરહમેશ !

છઠ્ઠી : શી ઉરઉછાળની વેદના,
સમક્ષ રસરાજ યક્ષવર મૂર્ત થાતાં, ઇલા !

સાતમી : ભમે ગગન શુભ્ર શ્યામ ઘન કોટિ, રૂડી રચે
સમુદ્રજળમાં સુરમ્ય પ્રતિબિમ્બશય્યા, રમે

સહર્ષ જળકન્યકા.

**બીજી :** વિભવ વ્યોમગંગા તણો
જળે ઝળહળંત દીસિ દિશપ્રાન્ત રેલાવતો.
મયંકસ્મિત શીત પ્રાણ ભરતી સ્હડાવે અહીં.
ઉષા, મધુર સંધિકા ઉદધિકન્યકાના મુખે
સુરમ્ય સુરખી ગુલાલદલ કેરી વેરે વળી.

**પહેલી :** અને અનિલ મસ્ત વાય, અહિં મિષ્ટ સોમે ભર્યાં
લસે કનકપાત્ર કોટિ સહુ ઓષ્ઠ આમંત્રતા.
અહીં પરમ સ્વર્ગ શા સમદરે, સુણો હે સખી,
હવાં વરુણપુત્રી, મૂર્ત રતિ આવતી ઉર્વશી,
અમોલ પળ, શો પ્રસંગ ! અમ ઘેર રૂડી ઘડી.
હવાં દઇ મૃદંગ થાપ, લઇ ખંજરી, નૂપુરો
દિયો રણકવા સુરમ્ય પદનૃત્યતાલે તમે.
વિરામ નહિ લેશ ધન્ય પળ ઉત્સવે, સૌ સખી
સહર્ષ મૃદુ તાલ કોમલ હથેલી કેરો દઈ
મચો મધુર રાસમાં, વરુણતાત આજ્ઞા સહુ
ધરો શિર રચી કુણા કર તણી પ્રણામાંજલિ.

[ જળબાળાઓ સ્વાગતનું ગીત ગાય છે. ]

સાગરને પાળ પાછાં આવો હો સુંદરી,
સાગરને પાળ આછાં સોણલાં લસે.
સાગરની ચુંદડી સ્વીકારો હો સુંદરી,

ચુંદડીને કોર કોટિ હીરલા ઝગે.
ઉર્વશી : અહા મધુર મંજુ ગીત રવ વિસ્તર્યો રમ્ય આ
નિમંત્રણ મને, જવા પિયુ, દિયો હસીને રજા.
પુરુરવાઃ રજા! કયમજ જીભ સારી ઉચ્ચરી શકે શબ્દ આ?
ઉર્વશી. હવાં હૃદયનાથ ઓ વિનવું દીન હું, દ્યો રજા.
પુરુરવા: અહો પ્રણયનું બળ પ્રબળ કેવું? રોકી શકું
બળે, ઉર ગમે ન કિન્તુ ગતિ રોધવી, વાંછતું.
સ્મિતે વિલસતી પ્રસન્ન મનમુકત આનંદને
મહોદધિ હમેશ ક્રીડનનિમગ્ન પ્રાણેશ્વરી.
અકલ્પ્ય ઉરની કથા!
ઉર્વશી : પ્રિય, હવે રજા કે મને?
પુરુરવા : અરે પ્રણયમગ્ન મૂઢ ઉર, મોહલુબ્ધા મતિ.
સમુદ્રતનયા સહે ભરતીઓટ પ્રાબલ્યની
ગતિ પ્રબળ અંતરે, ક્ષણ ન પ્રીત આસકત મેં
કરી કદિય કલ્પના, પ્રણયપાશમાં બદ્ધ થૈ
રહ્યું હૃદય.
ઉર્વશી : (જળમાં પગ મૂકતી) જાઉં હું?
પુરુરવા : નહિ પળેય રોકાય શું?
ભલે પથ બનો વિભિન્ન તમ, હુંય પ્રાણેશ્વરી,
સ્મિતાંકિત સમુદ્રની વિમલ ચુંદડી, સુંદરી,
સુરેખ તવ દેહવેલ પર ઓપશે, નિત્ય એ

નિહાળીશ ભરી ભરી દગ અહીંજ બેસી સદા
રહીશ ગતકાલના સ્મરણચિત્ર સામર્થ્યથી
ટકાવી મૃત પ્રાણ, તું અરવ ધન્ય એવી પળે
દઈશ ઉર સાહરે મૃદુલ પાય આશા ધરી
અહીં વિરમવું રહ્યું હૃદયભગ્નને, ઉર્વશી.

[ ઉર્વશી મોજાને ઉછંગે ચડી જાય છે. ]

પુરુરવા: સુદૂર જળછોળ બેસી પળમાં સરી, સોંપતી
અને કર કયે અજાણ? તવ સંગ જાતું શસી
સમગ્ર બળ આત્મનુ અનુભવું, અરે! હા, વિધિ.
અશક્તિ અવલંબન પ્રણયનું જતાં શી વધી!
(આકાશ તરફ જોઈ)

મનુષ્ય અહ, રંકના જીવનનૃત્યકારુણ્યની
કલા અય વિરાટ, અંતર પળેય કલ્પી કદા?
અહીં રજનિપાલવે કરુણભાવિ આવું પ્રભુ,
સદા અવનિ અંક ઓટ ભરતી સહી જીવવું.
દઈ કરલલાટ, હા, ભરતી ઝંખતા થંભવું.

[ એક પખી ટહુકતુ ઊડે છે. સાગરરંગી પડદો દશ્ય ઢાંકી દે છે. ]

# અનાદરાનો યાત્રી

ટૂંક કથાસાર: આબુપર્વતની તળેટીમાં આવેલું રમણીય ગામડું અનાદરા. એ ગામનો રહેવાસી યુવાન સુધીર, પડોશની મુગ્ધ કન્યા ઉમા માટે કૂણી મમતાની લાગણી લઈ, આગળ અભ્યાસ માટે મુંબઈ આવે છે. મુંબઇના વસવાટ દરમિયાન એને જયંત નામે યુવક સાથે મૈત્રી થાય છે. જયંતની બહેન રમા પણ સાથે ભણતી હોય છે. તેના તરફ સુધીર આકર્ષાય છે અને આ આકર્ષણ ગાઢ પ્રણયનુ રૂપ પકડે છે. તે પછી ત્રિપુટી આબુ ઉપર ઉનાળાની રજા ગાળવા આવે છે. અહીં રમા પોતાનાથી દૂર રહેવા મથી રહી છે એવો દુઃખદ અનુભવ થતા, સુધીરનુ મન વ્યગ્ર બની જાય છે. આથી રમા પોતે પરિણીતા છે, એ વાત પ્રકટ કરે છે. મિત્રનો તેમજ રમાનો વ્યવહાર ઠંડો અને ઔપચારિક બની જાય છે, તેથી વ્યથિત હૃદયે સુધીર ચાલ્યો જાય છે. પછી શરૂ થાય છે પરિભ્રમણ, દેશદર્શન. વર્ષો વીતી જાય છે. કેડીપર ભમતો ભમતો સુધીર ફરી આબુ આવે છે. ત્યાં જીવનના ગતસ્મરણો તાજાં કરતી રમાનુ ફરી મિલન થાય છે. પ્રેમાર્દ્ર રમા જીવનની નિષ્ફળતાનુ દુઃખ ભુલાવવા મથે છે. ત્યાંથી યાત્રી આવે છે ફરી વતનમાં. વતનની શાન્ત સંધ્યા અને સૌમ્ય ગિરિપુત્રી ઉમા એના હૃદયઘાને રુઝાવે છે.

# શ્રદ્ધા

અહો ! સરિતસ્રોત અસ્ખલિત નિર્ઝરે, મર્મર
ધ્વનિ ધ્વનિત તાલબદ્ધ મધુરો થતો, ધ્વાન્ત આ
દિશાકુહર સુપ્ત તેય ઉભરાય ગીતે; જળે
ઢળે તરલ વ્યોમ તારક પ્રકાશ, તે ઝીલતા
તરે, ટમટમે, તણાય જળપૂર કૈં દીપકો,
રસજ્ઞ કવિચિત્તના કવન દીપ શા, કૈંકમાં
અપૂર્વ ઝળકાટ, કૈંક શિખતેજ નિસ્તેજ, કો
બુઝે ત્વરિત, ડૂબતા કંઈક વારિ ઊંડાણમાં.

અહો, ગતિ અગમ્ય આ ગહનમાં સ્ફુલિંગો તણી.
નહીં ગરવ શો ધરું ? ઝળહળાટ, આંખો યદી
શિખા કવનદીપની નિરવધિ પ્રવાહે કદી
અનસ્ત વિલસે, શમે, વિધિ યથા, ન શ્રદ્ધા જતી.
સુમંદ તરશેજ દીપ, દગ મુગ્ધ કો નાચશે,
સુહૃદ ઉર શોકમગ્ન, હમદર્દનું રાચશે.

# ૧ અનાદરા

## ૧ અનાદરાનું પ્રભાત

પૂર્વાકાશ સુવર્ણવર્ણ વહતી તેજોમયી જાહ્નવી,
ઍલે શો રવિ અદ્રિટોચ પર આ ! શી કેશકિરણાવલી
મેઘસ્કંધ ઢળી રચે ઘનદલે તેજોજ્જ્વલા આકૃતિ !
રેલ્યા રંગ સુવર્ણ ને રજતના થાકું ન જોતાં કૃતિ.
હે યોગિ, ગિરિ અર્બુદાચળ, તને અર્પું પ્રણામાંજલિ,
આવિષ્કાર અનન્ય રૂપ રસનો ઝીલું ઉરે માનવી.

વર્ષે શો નભ તેજપુંજ ! કુસુમો શાં ઓસઅશ્રુ ધરે !
પૃથ્વી ગંધવતી બને ! ગિરિ ધરે શાં ધૂપનાં ધુમ્મસો !
અર્પે અર્ધ્ય અહા રચી ગગન આ શાં મેઘપુષ્પો, પ્રભો !
આ ઐશ્વર્ય અસીમની સકળ જે રિદ્ધિ ભરું અંતરે,
પ્રાતઃકાલ અનાદરા ન વિસરું, હે આબુ, હૈયે વસો,
નાસું દૂર સુદૂર સાદ દઇને પાછો મને વાળજો.

યાત્રી આ નભનો ચ્હડે નિજ પથે વિસ્તીર્ણ બેસી રથે,
યાત્રી હું જગનો ધરું ડગ કઈ કેડી ? જવું કો પથે !

## ૨ શોધ

લીલું ઘાસ ચરે, ફરે હરિત કૈં મેદાનમાં ઢોર આ,
ગોવાળો ડચકારતા નવવધૂ ધેનુપ્રિયા હેતમાં
સ્પર્શે શીતળ વાયુ, ઝાકળ થકી ભીંજે પગો ઘાસમાં,
રીઝે નેત્ર નિહાળી ધુમ્મસ રમે આછું પણે પ્હાડમાં.
જોતો રમ્ય પરોઢ, શોધ કરતો ખાબોચિયે ખીલતાં
પદ્મો, હું ભમતો હતો, સ્વર તહીં કાને અહો આવતા.

આટલામાં ખોવાયું મારું જમનાવાદીડું રે.
નથ્થી લીધું મેં તારું જમનાવાદીડું રે.
ચપાને છેડે મારું જમનાવાદીડું રે.
આલેછે કે કરું ફજેત મારુ જમનાવાદીડું રે.

થંભ્યો હું ય: સમક્ષ પદ્મ સરખી કો પંકજા બાલિકા
ઘૂમે ગોળ સજીવ આ ગઢ મહીં સાહેલિયોના અહા!
સાહી પાલવ શોધતી રમકડું જેની નથી કલ્પના!
થંભ્યું ગાન, સલજ્જ નેત્ર નમતાં, સૌનાં મુખે લાલિમા,
અંગુઠા ધરતી ખણે, સ્મિત રમે હોઠે, થતું ભાન, હા,
લજ્જાશીલ બની, અકારણ થતાં હું વિઘ્ન, સૌ શોભના.

મૂકું આગળ પાય, પૂંઠ પકડે નેત્રો અમી વર્ષતાં.
આછેરા સ્મિત મર્મર ધ્વનિ તટે હૈયાતણા સ્પર્શતા.

# ૩ ઉમા

ઘંટીના ઘરઘર, ઘમાઘમ વળી ઘૂમે વલોણા ઘરે,
શેરી મોંસુજણું થતાં સળવળી જાગી, અને હુંય તે
છોડી વાસ અનાદરા પર પિતાશા વ્હાલથી ઝૂકતો
આબુઝ્હાડ નિહાળતો દગભરી દોડી તળેટી જતો.
ચૂંટયાં હર્ષથી પુષ્પ, પૂર્વદિશને દૈ અર્ધ્ય હું પૂજતો,
ત્યાં જોતા ધવલપ્રભા કિરણની કેડી પરે કૂદતો.

આનંદે દગમુગ્ધ ઉચ્ચ ગિરિપે ખેલંત જોતાં ઉષા
હર્ષોન્માદમહીં 'અહો !' સ્વર રહ્યો ગાજી દિશપ્રાન્તમાં.
ફેંકું પુષ્પ તદા સભાન નિરખું પાસે પડોશી ઉમા
આશ્ચર્યે દગ મુગ્ધ, અંગુલિ ધરી હોઠે નિહાળે અરે !
ચેષ્ટા વાનર શી, 'સુધીરભઈ કે ?' બોલી સુમંજુ સ્વરે,
બન્નેનાં મળતાં દગો મલકતાં લજ્જા વધી અંતરે.

આવી જીવનકેડી આમ સહસા શું ઊતરી તું, ઉમા ?
પામી અર્ધ્ય ભલે, રહો મુખતણી હૈયે લસી લાલિમા.

## ૪ લજ્જા અને મૌન

ઘણાય હળખેડુ, દૂધ મટુકી લઈ ગોપિકા,
ખભે લઈ કુહાડી ભીલ, ધણ સાથ ગોવાળિયા,
થયું ન થયું જ્યાં પરોઢ મુજને મળ્યા માર્ગમાં.
તદા ખખડધજ્જ એક વડ કેરી વડવાઈમાં
નિહાળી રમતે નિમગ્ન મનમુગ્ધ મીઠી ઉમા,
ગઈ ક્યમ લપાઈ? જોઈ મુજને શું? વ્હા રે, ઉમા!

ગયો વડ નજીક, ડાળ પકડી ઘણો હીંચતો,
છતાં ન કંઈ બોલી, 'હૂક્ક' કરતો હું ઠેકી પડયો
સમીપ તવ, કેવી તું છળતી 'વોય માડી' કહી!
હસીય, કંઈ બોલવા તલસી કિન્તુ બોલી શકી
નહીં, શરમમાં ગઈ તું અટવાઈ કેવી, સખી!

ઉમા, સબળ શત્રુ બેજ તવ મૌન લજ્જા દિસે,
નહીં છિપવવા દિયે સુખતૃષા શું લજ્જા, અને
નહીં મુજ સમીપ મૌન મુખ બોલવાયે દિયે!

# ૫ ચોરી

વૃક્ષે દેહ અઢેલી, નિર્જન અને શાન્તિપ્રદ સ્થાનમાં
બેઠો પુસ્તક વાંચતો, ક્રમ હતો હંમેશનો, દૂરના
અસ્પષ્ટાકૃતિ અદ્રિના મુખ રસે ચૂમી જતી વાદળી
કો સૌન્દર્ય અભૂતપૂર્વ ભરતી જોતો બની બેતમા;
મૂક્યું પુસ્તક, નાચતી પ્રકૃતિના લાવણ્યમાં કલ્પના,
ડોલ્યું મસ્તક, આંગળી સુમનની ચૂંટે રસાળી કળી.

શોધે તૃપ્તિ થતાં ફરી કર, અરે ક્યાં પુસ્તિકા ! ના મળી
ક્યાંયે ભાળ, ધરા ગળી ગઇ હશે ? ત્યાં વૃક્ષઆડે ધ્વનિ
આછો કંકણનો સવિસ્મય સુણું, ને શાન્તિના ઢોંગમાં
બેસું ત્યાં કર કોઈ કોમળ મુકે પાસે ફરી પુસ્તિકા-
ઝાલું હાથ, છળી, વદી 'અરર ઓ, મા,' 'ચોર' કહેતો ત્યહીં
ઢીલી સાવ ઢળી સમીપ સજળા ને સુસ્મિતા તું, ઉમા.

ચોરી આ પકડાઇ તેથી રડતી કે રીઝતી આંખડી?
મારા હોઠ હસે, હસી હૃદયમાં જ્યાં દૃષ્ટિ તારી પડી.

## ૬ પ્રશ્ન

અહો ! કુસુમનાં દલે મૃદુ તુષાર કેવાં લસે !
સમીપ દ્વય પાંખથી જળકણો ઉડાડે, તરે
શશીધવલ હંસયુગ્મ, સલિલે ઢળે રક્તિમા
ઉષાસ્મિતતણી, સરોવર પ્રશાંત કેવું, ઉમા !

સુરૂપ રસ રંગની વહતી આ ત્રિવેણી ભણી
જતું હરિણહૈયુ દોડી રસ મુગ્ધ, થંભે નહી
લગીર, લહરાય હર્ષ બહુ રોમરાજી મહીં.
તણાય દિલ તારુંયે ન સુખ સ્પંદને શું, સખી ?

તુષાર રવિરશ્મિ, વાયુલહરી મહીં ના ટકે,
ક્ષણાર્ધ મહિં રંગ રૂપ સ્મૃતિશેષ શોભા બને,
પડે ફુલદલો ઢળી, ધવલ પાંખ ઝ્હોળી કરી
મથી દુખ ભુલાવવા વિમલ હંસની બેલડી.

ઉમા, સુખનું સ્વપ્ન આમ અધુરું જ ર્‌હેતું હશે ?
સુરમ્ય સઘળું વિલીન પળમાં શું થાતું હશે ?

# ૭ વિદાય

વિદાય વસમી ખરે ! ગિરિઉછંગ છોડી જતાં
નથીજ ગમતું, ઉમા, શિખર ટૂંક ઉત્તુંગ આ
ઉષા, રવિ, શશી, નિશા વિવિધ વ્યોમશ્રી ઝીલતાં
અપૂર્વ ! વનફૂલ કોટિ કરમાઈ મેળે જતાં
સુગંધ સઘળે ભરી ! શિખર ધૂપ શા ધુમ્મસે
સમાધિરત ભવ્ય યોગી સમ શોભતા ! ના વસે
શહેર જન કો ઉરે સરલ ગામલોકો સમા.
મને વસવસો પરંતુ ભણુંય તો, હે ઉમા !

શહેર ગમશે મનેય. ઘર આભઊંચા ત્યહીં
અસંખ્ય જનજૂથની, અગણુ મોટરો ટ્રામની
ધમાધમ, હળેમળે મનુજ શંભુ મેળા મહીં.
ત્રિવેણી સમ સંગમે નગરના દઉં ડૂબકી.

ઢળેલ ધરણી ભણી વદન ઊંચકું, નેત્રમાં
વહ્યાં જળ, પરંતુ હોઠ હસવા મથી શું રહ્યા !

# ૨ મુંબઈ

## ૧ મુંબઈ

આછા આછા ધુમસ મહિ ઢંકાયલાં દૃશ્ય ચારુ,
પ્રાતઃકાળે મનહર નિહાળી હસ્યું હૈયું મારું;
આ ચોપાટી જળ મહિં તરે નાવ, કૉલેજ વિલ્સન,
ને પારોની તિલક પ્રતિમાપાયપે કાગ ખેલન.
સામે સોહે હરિત હસતો રમ્ય હૅગીંગ ગાર્ડન.

જાગે ધીમે અલસ નગરી, જેમ જાગે નવોઢા
જેણે માણી મદભર નિશા શ્યામસંગે પ્રસન્ના.
ફૂટયાં પૂર્વે કિરણ, પુરમાંહી મચ્યો ઘોષ ઘોર,
જાણે જાગ્યો જલધિ કરતો ભવ્ય આનંદશોર.
નાચી ઊઠયાં ચખ નિરખી માયાવતી ચિત્તચોર.

જેવો વાયે પવન ભરતો તાઝગીથી શરીર
ને સ્વાતંત્ર્યે નભ વિહરતું પંખી કેવું અમીર
ઊડે લેતું તરલ ચકરાવા કંઈ હર્ષભેર,
તેવો હુંયે પળભર વહું, છાઇ રહું આ શહેર !

# ૨ મૈત્રી

સખે, સદ્ભાવોનું હૃદય શુભ સામ્રાજ્ય પરખી
રહી તારી સાથે ઉરધબક મારીય ધબકી.
અને સૂતાં જાગ્યાં દિલ સુખદ આંદોલન મહા,
નિહાળું આશ્ચર્યે તવ ચરણસંચારબળ, ઓહા !

સખે, કેકા ત્યારે મધુર મુજ કંઠે કવનની
મહોલ્લાસે રહેતી વિરલ વહતી, શક્તિ વસતી
હશે કેવી તારા સભર ઉરઅભ્રે જગવતી
અમૂલાં સ્વપ્નો કૈં ચિરમધુર કાંક્ષા હૃદયની !

થઈ મારી તારી દૃઢતમ જ મૈત્રી, પણ કદી
કલાવંતી કોઈ કુસુમરજની તાજગી લઈ
ઢળે હૈયાપર્ણે નિશકુસુમ થૈ, ને રસમયી
રહે હર્ષી નર્તી, નયનકિરણે સ્નિગ્ધ નિરખી
સદા એની શોભા શતસુખ વધારી વિહરજે
હુલાશે હૈયે આ, નિશકુસુમનાયે, પ્રિય સખે.

# ૨ મુંબઈ

## ૧ મુંબઈ

આછા આછા ધુમ્મસ મહિં ઢંકાયલાં દૃશ્ય ચારુ,
પ્રાતઃકાળે મનહર નિહાળી હસ્યું હૈયું મારું;
આ ચોપાટી જળ મહિં તરે નાવ, કૉલેજ વિલ્સન,
ને પાસેની તિલક પ્રતિમાપાદપે કાગ ખેલન.
સામે સોહે હરિત હસતો રમ્ય હૅંગીંગ ગાર્ડન.

જાગે ધીમે અલસ નગરી, જેમ જાગે નવોઢા
જેણે માણી મદભર નિશા શ્યામસંગે પ્રસન્ના.
ફૂટયાં પૂર્વે કિરણ, પુરમાંહી મચ્યો ઘોષ ઘોર,
જાણે જાગ્યો જલધિ કરતો ભવ્ય આનંદશોર.
નાચી ઊઠયાં ચખ નિરખી માયાવતી ચિત્તચોર.

જેવો વાયે પવન ભરતો તાઝગીથી શરીર
ને સ્વાતંત્ર્યે નભ વિહરતું પંખી કેવું અમીર
ઊડે લેતું તરલ ચકરાવા કંઈ હર્ષભેર,
તેવો હુંયે પળભર વહું, છાઈ રહું આ શહેર !

# ૨ મૈત્રી

સખે, સદ્ભાવોનું હૃદય શુભ સામ્રાજ્ય પરખી
રહી તારી સાથે ઉરધ્રુખક મારીય ધબકી.
અને સૂતાં જાગ્યાં દિલ સુખદ આંદોલન મહા,
નિહાળું આશ્ચર્યે તવ ચરણસંચારબળ, ઓહો !

સખે, કેકા ત્યારે મધુર મુજ કંઠે કવનની
મહોલ્લાસે રહેતી વિરલ વહતી, શક્તિ વસતી
હશે કેવી તારા સભર ઉરઅભ્રે જગવતી
અમૂલાં સ્વપ્નો કૈં ચિરમધુર કાંક્ષા હૃદયની !

થઈ મારી તારી દૃઢતમ જ મૈત્રી, પણ કદી
કલાવતી કોઈ કુસુમરજની તાજગી લઈ
ઢળે હૈયાપર્ણે નિશકુસુમ થૈ, ને રસમયી
રહે હર્ષી નર્તી, નયનકિરણે સ્નિગ્ધ નિરખી
સદા એની શોભા શતમુખ વધારી વિહરજે
હુલાશે હૈયે આ, 'નિશકુસુમનાચે,' પ્રિય સખે.

## ૩ અનામી

મને સહજ ના પડે, સમજ શે પડે, સોણલાં
અકલ્પ્ય નયને તરે અગમ આશનાં હોડલાં,
ધપંત મુજ રોમમાં વિરલ ઊર્મિના ઘોડલા.

તણાય ઉર જોરમાં સ્વપન કલ્પનાના બળે,
અકાળ અહ ! આવડો સતત વેગ શો ? કો કળે ?
મુંઝાય મન, રે, અજાણ દિશ પૂર આ ક્યાં વળે ?

ઢળેલ મુજ પોપચે કનકચિત્ર વિસ્તારતી,
દિનાન્ત મધુરાત્રિ અંક ઢળતાં દગે નર્તતી,
હશે નયન સન્મુખે પરિચિતા શું જન્મોતણી ?

તદા હૃદયની ગતિ ત્વરિત જાય તારા ભણી,
હસી, પુલક હર્ષસિંચન કરે અમી નિર્ઝરી,
'અનામી શુભ નામ ?' હોઠ હસતા, ન વાણી સરી.

અપૂર્વ ઉરવેગ, ના અફળ રોધવી આ ગતિ,
અનામી, ઉરવીચિ વારિધિ ઉછાળ મારા પ્રતિ.

## ૪ મનહરણ

જળનિધિ રમે છોળે સામે, રમે તુંય મધ્યમાં
ભુવન ભરતી ઊડે સાડી સુરંગ મનોરમા,
હરિણદૃગ ચોંકેલા ચારે દિશા મહીં શાં લસે?
ત્વરિત ગતિએ પાછું વાળી, નિહાળી, લળી હસે.

જલધિ ભરતી જામી, જાગ્યાં તરંગ ઉરેય શાં!
પવન સહ વીંઝે આ હૈયુંય વ્હાલપવીંઝણાં!
હૃદય મનની તંત્રી તું તું રહી રટતી સદા,
ઉરઉલટ શી રોમે રોમે, અયી હૃદયંગમા!

અચરજ મને મોટું એવાં કર્યાં કંઈ કામણ
પગલું હઠવું પાછાં રહેતું ન શક્ય હવે ક્ષણ.
હૃદયતલને સ્પર્શી વેરી રહ્યાં સુખ મોહક!
વિરલ તુજ આ આત્મા આકર્ષતું દિલચુંબક.

મનહરણ આ મીઠી, કીધું અને મૃગચિત્ત આ
પરવશ પડ્યું પૂંઠે તારી, વધી દિલપ્યાસ કાં?

## ૫ પ્રસ્પન્દ

ઊભી ઑાથે, મુખ મૃદુ હથેલીવતી ટેકવીને
આછું વેરે સ્મિત અધર, બે નેન મસ્તાન નાચે,
ને સુખીં, ખંજન સુહવતા ગાલ રાતા, શ્વસંતા
દીર્ઘશ્વાસે ઉરથડકની ઑાર અદ્‌ભુત શોભા !

વાગ્યાં હૈયે મદનશર, મોહ્યો, વહ્યો વેગભેર
સોહ્યો કૂંણા પ્રિયકર વળ્યા કંઠ જ્યાં હર્ષભેર.
જોડ્યા ઓષ્ઠો, ઉરઉભય, અંગાંગ આનન્દકંપ
વ્હેતો, જાણે સરિગમ બજી બીનતારે સકંપ !

'જાઓ આઘા' વદી, પણ રહી ગાઢ આશ્લેશયુક્ત;
બોલી એથી ઉર અવર આશે રહ્યું સ્પન્દયુક્ત;
નેત્રો નાચ્યાં, નચવી ગઇ હૈયુય, સંસાર સાર
માણ્યો તારે દૃગ હૃદય ઓષ્ઠે, સર્યો સર્વ ભાર.

વ્હાલી, કેવી ઉભય ઉરપ્રસ્પન્દ દેતી હલેસાં !
નક્કી સ્હેજે ભવતરણિ રૂહેશે તરી આ હમેશાં.

# ૮ સાંધ્યભરતી

નિહાળ પ્રિય, કંકુથાળ લઇ સાંધ્યબાળા સરી
સમુદ્ર પર, રક્તિમા નયનરંજના વિસ્તરી,
તરંગ સહ ચંચલા તરલ ગેલતી લાડતી;
વળી અનિલચુંબને કિલકિલાટ કરતી જતી,
ઢળી તટ સુરમ્ય મુક્ત સ્મિત મૌક્તિકો વેરતી,
ચડી ચરણ આપણા રજ ભરાયલા રહી મથી
સમુદ્રજળ વીચિ નિર્મળ કરી જવા, જો, ફરી-
ફરી લહર યત્નશીલ પદપાસ રહેતી ભમી.

ચહું પ્રણયઊર્મિ આવી પ્રતિઅંતરે ઉદ્ભવે
શિલાદિલ દઈ પછાડ જડને કરે આર્દ્ર એ,
પ્રસન્નમન ઊમટે વિફળ ના ગણે યત્નને,
હમેશ હરવા મથે હૃદયશૈત્ય કે જાડયને.
ઉરોર્મિ જળવીચિ જેમ હણતી રહો કાલિમા
પ્રતિક્ષણ ઉરે લસો સરલ સાંધ્યની લાલિમા.

## ૭ નયનરઢ

એવી કેવી નયનરઢ લાગી મને, કે હમેશાં
વારે વારે મુજ દ્દગ વળી જાય તારા ભણી આ ?
શોધે એ શું વિરલ વપુલાવણ્ય ? વા વાંચી ર્‌હેતા
ભાવો ઊંડા ? નવ કશું ય જાણું, રહું લીન તુંમાં.

વ્હાલી, મારાં નયન નયને કે ઢળી જાય સ્હેજે,
વારું તોયે અનિમિષ રહે શૂન્ય જોઈ, ન લાજે.
એ તો શોધે તવ દ્દગઅમી, ભાવ રે, અન્ય આંખે,
પામે ક્યાંથી ? દ્દગવિહગ ભોમે ઢળે તૂટી પાંખે.

શોધું તારી ચખચમક ચંદ્રાનને ચિત્તહારી;
ઝીલી ફૂંણી શશિયરસુધા અબ્ધિવીચિ અનેરી
ખેલંતી જ્યાં નિરખું, સ્મૃતિમાં યે રહે નાચી ત્હારી
આંચલ્યે ચોગમ ઉપડતી નેત્રની દીપ્તિસ્વારી.

વ્હાલી, મારા નયન પથ અંતે સદાયે હસે તું,
તુંમાં આવી સકળ ભવનો સાર ર્‌હેતો વસી શું !

## ૮ સાંધ્યભરતી

નિહાળ પ્રિય, કંકુથાળ લઇ સાંધ્યબાળા સરી
સમુદ્ર પર, રક્તિમા નયનરંજના વિસ્તરી,
તરંગ સહ ચંચલા તરલ ગેલતી લાડતી;
વળી અનિલચુંબને કિલકિલાટ કરતી જતી,
ઢળી તટ સુરમ્ય મુક્ત સ્મિત મૌક્તિકો વેરતી,
ચડી ચરણ આપણા રજ ભરાયલા રહી મથી
સમુદ્રજળ વીચિ નિર્મળ કરી જવા, જો, ફરી-
ફરી લહર યત્નશીલ પદપાસ રહેતી ભમી.

ચહું પ્રણયઊર્મિ આવી પ્રતિઅંતરે ઉદ્ભવે
શિલાદિલ દઈ પછાડ જડને કરે આર્દ્ર એ,
પ્રસન્નમન ઊમટે વિફળ ના ગણે યત્નને,
હમેશ હરવા મથે હૃદયશૈત્ય કે જાડચને.
ઉરોર્મિ જળવીચિ જેમ હણતી રહો કાલિમા
પ્રતિક્ષણ ઉરે લસો સરલ સાંધ્યની લાલિમા.

## ૯ ગુર્જરી

રમા, પતિપરાયણા હૃદયઆળી બંગાલણ-
થકી શરદબાબુએ ભુલવી દીધ ગુજરાતણ.
વળી યુરપથી અહીં ઉતરી કૈક જીપ્સીકટક,
ભરી ભભક, રંગ રૂપ, ચટકાંતણી કૈં ચટક,
યુવાન દિલને ગુમાન, મદ, છાંટી લીધું અટક.
ઉઠી પરિચહેર શી પરસ્રુતાતણી શી ખટક !
હતી ખસમ ખોઈ બેઠી સુત કેરું કરતાં જતન,
અમે ત્યમ ગુમાવી દીધું અમ ગાંઠનુંયે રતન.

છટા, રસિક ચાતુરી, ચલતચિત્ર ચાંચલ્યની
છબી હુબહુ, ગૌરવે ગજબ, માનિની, કંથની
બરોબરી કરે, બળે દિલ સરોષ ઠપકો દિયે,
છતાં સ્વગત, 'હો ખમા મુજ પિયુ તમોને' કહે.
અમે કુમુદ સત્ત્વશીલ, રસમૂર્તિ શી મંજરી,
ગયા વિસરી, દે ક્ષમા, પ્રિય તું સર્વથી ગુર્જરી.

## ૧૦ રમા

જયંત, કહું સાચી વાત, કરું કૈં પ્રયત્નો છતાં
જતું હૃદય દોડી દોડી કયમ ત્યાંજ ના જાણતો.
હઠાવું દિલથી દગે હસતી આવતી, મીંચતો
દગો દિલખૂણેથી સાદ કઇ ખૂબ પજવી જતી.
સચિંત યદિ વારુ મારુ મન, વાર્યું રહેતું નથી.
રમા મધુર નામ રોમ રટતાંય રહેતાં નથી.

સખે, સઘળું જાણું સાગર જવું ન સ્હેલું તરી.
કશું ન રહ્યું હાથ હોડી મધ્ય સાગરે જ્યાં સરી.
કહે સફરમાં શું હામ તજવી હવે શોભતી ?
રહ્યું બુડવું તો બળે દ્વિગુણ ખેલવી જીંદગી.
સખે, પ્રણયમાં પરંતુ દૃઢ એવી શ્રદ્ધા મને
નિઃસંશય ભવાબ્ધિનાં વમળથી બચાવી લિયે.

અરે, કયમ હસી પડયો ? નવ પિછાન કે ? શું કહ્યું
રમા તુજ બહેન ? ઓહો ! વિરલ યોગ કેવો લહું !

# ૩ આબુ

## ૧ આબુરાજ

જો સામેના ગિરિશિખર ઉત્તુંગ, એ આબુરાજ,
કેવો સોહે ધુમસપટ ઢંકાઈ! શો ભવ્ય સાજ!
ઊભો રાખી શિરશિખર ઊંચે સદા અદ્રિરાજ,
આ ભૂમિનાં ચિર સમયથી સાચવે માન, લાજ.

આંહીં શોભે નખીસર, કલાધામ શાં દેલવાડાં,
હાથીદાંતો સમ સ્ફટિક કોર્યાં, કલાકાર કેવા!
ને આઘેરો અચળગઢ જ્યાં ક્ષાત્રવટ ખડ્ગ ખેંચે,
ઝંખી સીહું અપહરણ કો પદ્મિનીહૈયુ હીંચે.

આંહીં વર્ષી પ્રકૃતિ પમરાવી રહી ન્હાની ફૂલો,
વર્ષાકાળે શિશુક ઝરણાંનાં વળી રમ્ય ખેલો,
સૂર્યાસ્તો હ્યાં નિત નવલ ને ભવ્ય ઊગે પ્રભાત,
આકાશે તારક અગણ કે ગાઢ અંધારી રાત.

સૂર્યે મૂક્યા કનકમુકુટો શૃંગશીર્ષે સુરમ્ય,
કોને કાજે ગિરિવર સજ્યા સાજ શૃંગાર નવ્ય?

## ૨ 'ફ્રૉગ રૉક'

રમા, ચલ બતાવું આજ ચિરકાળથી ઝૂરતો
નખીતટ સમાધિમગ્ન, પ્રણયી ખરો દેડકો,
અખડ વિરહી અડીખમ ખડો, અડંગા હજી
લગાવી; વરસે ભલે મુશળધાર વર્ષાદ, કે
વહે જલદ વાયરા ગરમ, શીત; સ્હેતો બધું
ઉભો અડગ ના હઠે ડગ, કદા જતું વાદળું
ક્ષણેક અડકે, લુછે નયન, હોય સદેશ તો
દઈ, લઈ પળે પથે, ફરિ અભંગ મૌને જતો.
નખીસર વિશાળ પાળ ફરતા જનો, જેમનાં
હશે હૃદય કૈં થયાં પ્રણયબદ્ધ, વાણીશુરા
રહે અવગણી અબોલ પ્રતિમા; શું વાચાળતા
થકી પ્રણય વ્યક્ત થાય? ચિર મૌનથી વા, પ્રિયા?
થયો પ્રભવ મૌનથી સકળસાર વાણી તણો,
થશે સ્ફુરિત મૌનથી પ્રણયનાં સુધાસ્પંદનો?

## ૩ બાલમ રસિયા

નિહાળ પ્રતિમા અલૌકિક કુંવારી કન્યાતણી
સદૈવ કરુણાંત પ્રેમ કથની કહેતી રહી.
થયા પ્રણયબદ્ધ કોઇ ઋષિ આ કુમારી સહે,
વિવાહ ઋષિ સાથ થાય નવ એ ગમ્યું માતને.
કહાવી શરતો, 'સુદીર્ઘ પથ પ્હાડમાં જો રચ્યો
સવાર પડતાં, સુખેથી મુજ પુત્રી આવી વરે.'
મચ્યો પ્રણયમત્ત પ્રેમી, પથ થાય પૂરો જયહીં,
કઠોરદિલ માત કુક્કુટ અવાજ કાઢી રહી.
હતાશ દઈ શાપ પાન વિષનું કરીને મર્યો,
કથા અમર પ્હાડીલોકદિલમાં કરી એ ગયો.

સુમૂર્તિ કુંવરીતણી ઋષિ સમક્ષ, માતાતણી
વિરૂપ અહિં મૂર્તિ પથ્થરઢગે દટાઈ પડી.
અને અજબ ન્યાયવૃત્તિ જનતાતણી જો, નમે
અહીં હૃદયઆર્દ્ર, વાક્ય કટુ બોલી પેલા ઢગે
ધડાધડ લગાવી પથ્થર અપૂર્વ પૂજા કરે.
તડાતડ તુંયે લગાવી રહી પથ્થરો હો ! પ્રિયે !

## ૪ એક સંધ્યા

સુરમ્ય ધરી સાળુ, પોત બહુ આછું, અંગો રહ્યાં
સુરમ્ય, સપ્રમાણ સર્વ ઉપસી, હસી સંધિકા
સગર્વ જળમાં રહી વિભવ જોઇ અંગાંગના.
ટટાર કરી ડોક આળસ ભરી, રહી આંગળાં
સુકોમળ પરોવી, શો કટિમરોડ કમનીય! શી
ત્રિવલ્લિ પડતી થયે શિથિલ અંગ! તલ્લીન થૈ
નિજાંગ સમરેખ રૂપ નિરખે નભે સંધિકા,
થશે ખચિત સૂર્ય રૂપલુબ્ધ શંકા કયહાં?

અને શ્રમહર પ્રિયા નિરખી નેન રીઝયાં, સુખે
હસ્યું હૃદય, વેગભેર રવિ પંથ કાપે નભે.
કપોલ યદિ પ્રેયસી કર ફરે, ન નાસે શ્રમ?
અમીમય ઢળે પ્રિયાદૃગ ન શોક શામે કયમ?
રહ્યો શ્રમ વિસારી સૂર્ય ઢળી અંક સંધ્યાતણા,
નિશાનયનથી ઝર્યાં તિમિરનાં સુખાશ્રુ, પ્રિયા.

## ૩ બાલમ રસિયા

નિહાળ પ્રતિમા અલૌકિક કુંવારી કન્યાતણી
સદૈવ કરુણાંત પ્રેમ કથની કહેતી રહી.
થયા પ્રણયબદ્ધ કોઇ ઋષિ આ કુમારી સહે,
વિવાહ ઋષિ સાથ થાય નવ એ ગમ્યું માતને.
કહાવી શરતો, 'સુદીર્ઘ પથ પ્હાડમાં જો રચો
સવાર પડતાં, સુખેથી મુજ પુત્રી આવી વરો.'
રચ્યો પ્રણયમત્ત પ્રેમી, પથ થાય પૂરો જયહીં,
કઠોરદિલ માત કુક્કુટ અવાજ કાઢી રહી.
હતાશ થઈ શાપ પાન વિષનું કરીને મર્યો,
કથા અમર પ્હાડીલોકદિલમાં કરી એ ગયો.

સુમૂર્તિ કુવરીતણી ઋષિ સમક્ષ, માતાતણી
વિરૂપ અહિં મૂર્તિ પથ્થરઢગે દટાઈ પડી.
અને અજબ ન્યાયવૃત્તિ જનતાતણી જો, નમે
અહીં હૃદયઆર્દ્ર, વાક્ય કટુ બોલી પેલા ઢગે
ધડાધડ લગાવી પથ્થર અપૂર્વ પૂજા કરે.
તડાતડ તુંયે લગાવી રહી પથ્થરો હો! પ્રિયે!

# ૮ અમરવેલ

છવાઇ ગઇ કેવી આ સઘન વૃક્ષ કેરી ઘટા
પ્રિયા, અમરવેલના પીળચટા કુણાં તંતુથી !
પડી શી પથરાઈ ગૂંચ પર ગૂંચ લૈ જાળ ! શા
રહ્યા પવનમાં ઉડી અહિં તહીં કુંણાં તાંતણાં !
ગમ્યા પ્રિય, શું? આવ, કેશલટ સાથ બાંધી દઉં,
હથેલી થકી દાબી તારુ મુખ, મીટ માંડી લઉં.
તુંયે અમરવેલ મારી, મુજ જીવને રહે ભલે
છવાઈ, તુજ ભાવતંતુ સહ કોમળા ગુંથજે
ભલે હૃદયતંતુ, ગૂંચ રચજે તું, કો અંગુલિ
ઉકેલી ન શકે કદાપિ;
— પણ ભૂલતી ના, તરુ —
તણો સકળ સાર ચૂસતી પરોપજીવી બની
સદા અમરવેલ તેવી બનતી ન, ચૂસી લઈ
બધું જીવનસત્ત્વ, તાજી ।જી રહેતી તર,

૨.

## ૫ ફૂણાં પ્રસૂન

જાણું ના કારણ કયમ મથે દૂર રહેવા, સચિંત
પાછા વાળે પ્રિય, પ્રણય આન્દોલનો વેગવંત.
છોળે શાને વિવશ અકળાઈ ઉઠે વ્યગ્ર આમ ?
વારે વારે નયન ઉભરાઈ ભરે આંસુ કેમ ?

જાણું મારો પ્રણય બહુ આવેશ, આવેગયુક્ત,
સૂકે માઝા, હૃદય જળ ડોળે હિલોળે પ્રમત્ત,
ને તું વાંછે ચિરપ્રણયનાં સ્વસ્થ ચિત્તપ્રસન્ન
મોજાં ઝીલી સ્મૃતિરસસરે ડૂબી જાવું નચિંત.

વ્હાલી, જોને જલધરઝપાટા સપાટા ધરા આ
ઝીલે, ધ્રૂજે થરથર, ઉઠે ચીસ, સુસ્વાટ, ડુસ્કાં,
વેરાયાં જ્યાં ઘનદળ, શમ્યા વીજ કેરા કડાકા,
કેવી સામે હરિતવદના હૃષ્ટ પૃથ્વી પડી આ !

વ્હાલી, વર્ષે પ્રણય યદિ આવેગ ઉલ્લાસપૂર્ણ,
જાણે ઊગે ઉર પ્રણયઅંકોર ફૂણાં પ્રસૂન ?

# ૮ અમરવેલ

છવાઇ ગઇ કેવી આ સઘન વૃક્ષ કેરી ઘટા
પ્રિયા, અમરવેલના પીળચટા કુંણાં તંતુથી !
પડી શી પથરાઈ ગૂંચ પર ગૂંચ લૈ જાળ ! શા
રહ્યા પવનમાં ઉડી અહિં તહીં કુંણાં તાંતણાં !
ગમ્યા પ્રિય, શું ? આવ, કેશલટ સાથ બાંધી દઉં,
હથેલી થકી દાબી તારું મુખ, મીટ માંડી લઉં.

તું યે અમરવેલ મારી, મુજ જીવને રહે ભલે
છવાઈ, તુજ ભાવતંતુ સહુ કોમળા ગુંથજે
ભલે હૃદયતંતુ, ગૂંચ રચજે તું, કો અંગુલિ
ઉકેલી ન શકે કદાપિ;

— પણ ભૂલતી ના, તરુ —
તણો સકળ સાર ચૂસતી પરોપજીવી બની
સદા અમરવેલ તેવી બનતી ન, ચૂસી લઈ
બધું જીવનસત્ત્વ, તાજી, બસ તાજી રહેતી તર,
ક્ષણાર્ધ દિલમાં પરંતુ ભર તાઝગી, દિલબર.

# ૭ પ્રિયે જો ના આવે

પ્રિયે, જો ના આવે, અરવ પદ દૂરે સરી ક્યાંક જાયે,
તમારા હૈયાના ગહન ગગનેથી ખર્યો તારલા શો
સરૂં કેડી આંકું કિરણમય, ત્યારે ઘડીવાર મુગ્ધ
ન શું તાકી જોશો નયન થઈ કૂણાં અમીપૂર્ણ સ્નિગ્ધ ?

રચ્યો મેઘે મંચ પ્રિય, તરલ સૌદામિની નૃત્ય કાજ,
ગમે તો નાચે, વા અવર ઘનમંચે સજે નૃત્યસાજ.
તને યે મારો જો ચપલ ચપલે, ના રુચે પ્રાણમંચ,
ભલે જા જ્યાં હૈયું હસતું સુખથી, ખેદ ર્હોથી ન રંચ.

પ્રિયે, લે રીસાઈ પથ મનગમ્યો, જા જયહીં ચાહ્યું ફાવ્યું,
ન આક્રંદે અશ્રુ નયન વહશે, દીનતા ના, ન હૈયું
તમારા પંથે થૈ વિવશ પદ આળોટશે, એ અછાનું
સદા તારે પથે સુરધનુસમું પાથરી ર્‌હે બિછાનું.

અયી, જાણે તારા સુરધનુ વિના વ્યોમશોભા ન કિંચિત,
રહે વિદ્યુત્‌ અભ્રો વિણ મધુર ઝંકારથી શું ન વંચિત ?

## ૧૦ અચળગઢ

સ્કંધે મૂકી કર પથ જતો રોકતી, પાછું વાળી
જોયુ દીઠાં દ્દગ સજળ ને કંપતી દેહવેલી.
કીધો લાંબો કર કરમદાંથી ભરેલો, કહ્યું, 'લે,
કેવાં મીઠાં !' વિપદ વિસરી તું હસી સાવ ભોળી.
ઊભી પાસે પણ ન પરખે સ્પર્શ ને અશ્રુ હેલી,
ર્‌હેતાં વ્હાલી, કરુણમૃદુ કૈં સ્પંદનો ચિત્ત રેલી.

ચાલ્યાં મૂંગા અચળગઢ થંભ્યા જઈ કુંડ કાંઠે;
ઊભી હૈયે વિકળ, જળ આંખે, વદી રુદ્ધ કંઠે,
'લોકોક્તિ શ્રાવણ પિયુ, વળી ભાદ્રના કુંડ, કોઈ
ઝૂરી પોઢી વિરહી રમણી આશ જાતાં વિલાઈ,
રીઝયું હૈયું પ્રિયઅનુનયે ના, જુઓ અશ્રુવારિ
કેવાં કુંડે !' વિવશ વદતાં ઓષ્ઠ કમ્પ્યા,સખીરી.

શાને હારે ? અચળગઢ જે યાચશે અશ્રુધારા,
આત્મા કેરા ગઢ અચળ જેના ન કમ્પે મિનારા.

# ૯ આશ્ચોટ

અયી વદ, સહ્યું ન જાય તવ મૌન, શાને રહે
સુદૂર મુજથી તું, વ્યગ્ર મન મારું મુંઝાઇને
નિરર્થક દિયે તને ઘટિત ના ઉપાલંભ જે.
અકારણ કરી રહી તું મન ક્ષુબ્ધ મારું કયમે ?
અયી, નસનસે છવાઈ તવ પ્રીત, ત્યાં તું હવે
અકથ્ય ઉરદાહ સ્હેતી અતિ દૂર ઠંડી રહે ?

ઘડીભર છવાઇ શાન્તિ, મૃદુ હોઠ ફિક્કું હસ્યો,
સકંપ સ્વર વાત કાન મહિં આમ ગુંજી રહ્યા.
'સુગુપ્ત બહુ રાખી વાત, પણ આજ ક્હેવું રહ્યું,
નથી પ્રિય કુમારી, હું પરિણીતા, તને શું કહું,
અને ન અધિકાર લેશ સુખનો,' કહેતાં રડી,
સબાષ્પ દગની વ્યથા હૃદયમાંહિ વ્યાપી ગઈ.

શમી ભરતી, આશ્ચોટ થઇ, ચેતના ના રહી.
રહ્યો સભર મૌનનો અતલ અબ્ધિ વચ્ચે વહી.

## ૧૨ મેઘબાલા

કાન્તે ! કજ્જલ કુન્તલો ઉછળતાં શા મેઘમાલા તણા
ઢાંકે શુભ્ર મુખપ્રભા ગિરિ તણી ? આવેશ સૌદામિની
ખેલંતી સ્ખલને નિયુક્ત કરતી આ મેઘબાલાઉર
આવેશે ગિરિગોહમાં ડસડસી ડૂસ્કાં સરે, આપણાં
સંવેદે ઉર કંપતાં, નિકટમાં અન્યોન્યની હૂંફની
આશામાં ઘસડાય દેહ, દઢ શો આશ્લેષ લેતી ચિર !

'હીરા' ધીર સહાનુભૂતિ મળતાં રહેતી ન, વર્ષી રહી
તુંયે આ ઘનનંદિની સહ રહી સંલગ્ન હૈયે ઢળી:
ભીંજે અંતર પૂર્ણ તું વરસતાં, ઓ સ્નેહસ્રોતસ્વિની.
વર્ષીને બહુ વાદળી વિરમતી, આવેશ શાન્તિ રહી
વ્યાપી અંતર, એ ફરી રસળતી વ્યોમાંગણે નિર્મળી.
તુંયે અંતર ઠાલવી સરકતી ફરે શું હેતસ્વિની !

વર્ષાન્તે નિજ સર્વ અર્પી વિખરી તું મેઘબાલા ખરી,
કાન્તે, તેં કમનીય સસ્મિત મહીં કારુણ્ય દીધું ભરી.

## ૧૧ જીર્ણ બારી

પુરાતન મહેલની પડી ગયેલ ભીંતો તણી
રહી ફક્ત યાદ આપી અતિ જીર્ણ બારી, થતી
પડું પડું, પુરાણકાળ સ્મૃતિચિન્હની દીસતી
હવે અવધ આવી, કેવું ખર્યું પાન જાણે નર્યું!
વિના તું કરભાર ભ્હાર કરજે રમા, ડોકિયું.
દિસે અતલ ખીણ કેવી પથરાઈ નીચે, અને
સમક્ષ ગિરવલ્લીશૃંગ ભુખરાં ગર્યાં ? બારીમાં
ઝુકી નિરખતી નિહાળી તુજને રમે કલ્પના.

પુરા દિનનિશા અહીંજ કર ટેકવી કોડિલી
સમીપ ભરયૌવના સમય ગાળતી બારીની.
રખે સરકી જાય, ક્ષાત્રકુલવશ, 'આશા ફળી ?'
જરૂર, જતી પદ્મિની હય ચડીજ વા જંગ કે
લડી કુંવર જીતતો હૃદયરાણી; આ બારી શી
હવેજ થઈ જીર્ણ પ્રીતિ નરનાર કેરી, અયી.

# ૧૨ મેઘબાલા

કાન્તે ! કજ્જલ કુન્તલો ઉછળતી શા મેઘમાલા તણા
ઢાંકે શુભ્ર મુખપ્રભા ગિરિ તણી ? આવેગ સૌદામિની
ખેલંતી સ્ખલને નિયુક્ત કરતી આ મેઘબાલાઉર
આવેશે ગિરિગોદમાં ડસડસી ડૂસ્કાં ભરે, આપણાં
સંવેદે ઉર કંપતાં, નિકટમાં અન્યોન્યની હૂંફની
આશામાં ઘસડાય દેહ, દઢ શો આશ્લેષ લેતી ચિર !

'ધીરી' ધીર સહાનુભૂતિ અળતાં ર્‌હેતી ન, વર્ષી રહી
તુંયે આ ઘનનંદિની સહ રહી સંલગ્ન હૈયે ઢળી.
ભીંજે અંતર પૂર્ણ તું વરસતાં, ઓ સ્નેહસ્રોતસ્વિની.
વર્ષીને બહુ બાદળી વિરમતી, આવેશ શાન્તિ રહી
વ્યાપી અંતર, એ ફરી રસળતી વ્યોમાંગણે નિર્મળી.
તુંયે અંતર ઠાલવી સરકતી દૂરે શું હેતસ્વિની !

વર્ષાન્તે નિજ સર્વ અર્પી વિખરી તું મેઘબાલા ખરી,
કાન્તે, તેં કમનીય સંસ્રુતિ મહીં કારુણ્ય દીધું ભરી.

## ૧૩ બેલીઝ વૉક

તું હું અદ્ધરદેવી દર્શન તણાં બ્હાને વિખૂટાં પડી
સાથીથી, નિકળ્યાં કયહીં રઝળતાં બેલીઝ રસ્તે ર્હડી
આડે માર્ગ નિમગ્ન ધૂન, મળતાં સૂર્યાસ્ત ટૂંકે જતી
કેડી,આથમણી દિશા પ્રતિ વળ્યાં; રસ્તે મળી ડારતી
અંધારે અટવાયલી, ઝરણના ઊંડે ખચી ખીણ, તું
થંભી થરથર કંપપૂર્ણ, વધવા આગે નથી માનતું
ઓહૈયુ, કરી ડોકિયુ, 'અરર મા, શી ખીણ આ અપ્રિય,
દેતા ના પગ' બોલતી ભય ભરી ઊભી સચિંત પ્રિય.

વિશ્વે આ જનંજૂથનો પથ તજી કેડી નવી ખૂંદતાં
ત્યાગીને યુથવૃત્તિ એકલ ગયાં, ના હૂંફ કોની છતાં.
જાણે ખીણજ આવશે, પગ જશે થંભી કરી ડોકિયું.
શાપે શે વિધિ પાસ જે કરગરી હોંશે હતું માગિયું?

કેડી આથમણી જશે લઈ કલા જયાં ડૂબતી સૂર્યની;
સૌન્દર્યે ચખ નાચશે;ચલ સખી, ભીતિ ત્યજી ખીણની.

# ૧૪ શાન્તિ

પૂછ્યુ મેં, 'શાન્તિ હૈયે?' ગિર શિર ગરવું મેઘછાયું હલાવે,
વાણી વ્હેતી હવામાં, 'શિશિર હિમ થરે, ગ્રીષ્મ તાપે, સતાવે
વર્ષાયે વજ્રછાંટે, સ્વપન તહિં કશું શાન્તિનું?' વ્યગ્ર ચિત્તે
ત્યાગી માર્ગ અહં હું સકળ અશ્રુ તણાં સાંભળું વિશ્વગીતે
આક્રંદો, અશ્રુગાણાં અનવધિ / કળેળાટનાં, ને નિહાળું
યોગી શા અર્બુદાના વિમળ વદનપે શોકનું મેઘટોળું.

પૂછ્યુ મેં 'શાન્તિ હૈયે?' ત્વરિત ચખ ચડે અશ્રુ,નિઃશ્વાસ સાને!
કાને વાણી પડે, 'હા, હ્રદય વિચરતી શાન્તિ,જેવી સ્મશાને.
અંગારા અસ્થિ બાળે સ્મરણ સુખદનાં, આશની ભસ્મ ઊડે;
દેહાત્મા ઝંપલાવે વિરહ વમળમાં, ડૂબતો જીવ ઊંડે.
અર્ધાત્માને પછાડો અવિરત જગકાંઠે બસી શાન્ત થાશું,
નૈરાશ્યે પ્રાણ પોઢે અતલ વિરતિમાં:શાન્તિનુ રૂપ આશું.

પૂછ્યું, 'તું શાન્ત?' કમ્પ્યુ મુજ ઉર સમસંવેદના સ્પદનોથી
વ્હેતી થૈ મૂર્ત શાન્તિ દૃગજળ ઉરમાં ઊઠતાં ક્રંદનોથી.

શાન્તિ થૈ મૂર્ત, વ્હેતા દૃગજળ

## ૧૫ સખ્ય

'સમાન દૃગ્શીલ વંચિત ન સખ્ય ઝાઝું ટકે,'
અને કથનમાં દિસે શિશુમનોદશા, હે સખે.
વિભિન્ન કુળ ગોત્ર, ભિન્ન ઘટમાળ વચ્ચે થયા
ઉછેર, વયમાં વધ્યે વહન ભિન્ન આવી મળ્યાં,
વળી અનુભવે ઘડ્યા નવલ દૃષ્ટિના કોણ જ્યાં,
સમાન દૃગથી પછી નિરખવું રહ્યું શક્ય ક્યાં ?

સમાન દૃગશીલ અલ્પજન એકઠા થૈ ભલે
અહો રૂપ ! અહો ધ્વનિ ! કહી વખાણ, વાહ્ વા કરે,
મુબારક રહો મને અતડું જીવવું એ થકી,
વિરુદ્ધ મતઘર્ષણે, કુચવ્યયે વધો આ મતિ.
ભવાબ્ધિ મહિં વીચિ, કૈં વમળ, લોઢ, વ્હેણો જુદાં
સખે, પ્રતિપળે નવીન બળ બુદ્ધિ માગી રહ્યાં.

રહે સફરમાં સુકાન સફરી કરે એ જ રીત,
ઈમાન, દિલપાક, ખેલદિલ દાખવો તો ક્વચિત.

# ૧૬ પ્રયાણ

સખે, જૂદાં જૂદાં ઝરણ વહતાં આવી મળિયાં,
નદીના વેગીલા પ્રવહબળ પાસે અબળ શાં
તણાયાં, ભેળાયાં, પ્રતિ ઉર વણાયાં સહજમાં.

હતાં વ્હેતાં બન્ને કલકલ કરી મુક્તમન ઘ્યાં,
ત્યહીં ગાઢાં મોટાં કઠિન વિધિનાં કાનન નડયાં,
પડયા આડા ર્‌હાડો, સરિતજળ માર્ગો પલટિયા.

હવે બન્ને જૂદા નિજ નિજ પ્રવાસે વિચરશે,
ન જાણું એકાકી ભવઝરણ ક્યાં ક્યાં ભટકશે,
સમુદ્રે કે શાને, વિજન રણમાં જૈ વિરમશે!

થશે જે થાવું તે મુજ, પણ પ્રવાસે પ્રિય તણા
હજો સાથી એનો સુરભિમય વાયુ ખુશનુમા,
સુખે અંતે થાજો વિલય પ્રિય અંભોધિજળમાં.

તપેલા દાઝેલા હૃદયરણને ઠારી ઠરતાં,
સુકાતાં છો મારાં ભવઝરણ વિશ્વે વિહરતાં.

# ૪. પરિભ્રમણ

## ૧ પરિભ્રમણ

પરિભ્રમણશીલ સૃષ્ટિ ઘટમાળ ઘેરે ગગન,
નિરંતર ભમે, ધરી પર પૃથ્વી, ન એને શયન;
ચડે ભ્રમણશૂર ચંદ્ર ભમતો સદાયે નયન,
કરો સ્ફુટ હવે દિવાકર, રહસ્ય ઊંડું ગહન.

પરિક્રમણમાં વિકાસમય સૃષ્ટિતત્ત્વો હશે?
થતો ક્રમિક હ્રાસ? વા વિવિધ રૂપ રંગે હસે,
ઋતુક્રમ રચે, નભે સુભગ સંધિશોભા સજે?
ન હ્રાસ યદિ, સૃષ્ટિ સોહત શું રમ્ય રૂપાંતરે?

પ્રતિક્ષણ વિકાસશીલ ગતિ કે વિનાશ પ્રતિ?
ન જાણું, ઝરણું સ્વયં સ્ફુરિત જેમ જાયે વહ્યું
વહું ત્યમ, રણે શમું અગર સાગરે જૈ રહું,
અદૃષ્ટ કર સૂત્ર સોંપી ગતિમાન ર્‌હેવું રહ્યું.

પૃથ્વી, ઝરણ વેગભેર, મનમુક્ત વ્હેતું રહે,
ખુટયે સલિલ મા, શમો તવ ઉછંગ હૈયું ચહે.

psychological clash of details.

## ૨ ચણોઠી

ગાલે તેં ધરી લાલિમા અડપલું હેતે કર્યું જ્યાં પ્રિયા,
તારાં ચક્ષુ સલજ્જ સન્મુખ ઢળ્યાં ઝુંડે ચણોઠીતણાં.
ડાળેડાળ ઝુલે ચણોઠી, ચુંટતી તું હર્ષથી, હુંય ત્યાં
પેઠો, 'કંટક વાગશે, હટ, દઉં ચૂંટી' કહી ઝુંડમાં.
ખંખેરી બહુ ડાળ, થાય ઢગ જ્યાં તું વીણતી મોજથી,
ખોળો ઠીક ભર્યો છતાં અધિકની આશા ઉરે શી ભરી !

એવે કંટક વાગતાં કરતલે ઊગ્યું ચણોઠી સમું
રાતું રક્તનું બિન્દુ, હાથ હસતાં લાંબો કરી મેં કહ્યું,
'લે', હર્ષાન્વિત તું હથેલીપરની ચૂંટે ચણોઠી તદા
તારી ગૌર કરાંગુલિ રુધિરથી રગાઇ, ના એ ગમ્યું
કે રોષે અતિ મૂક, નિરંન મુખ તું શોધે ચણોઠી, બહુ
રોક્યું હાસ્ય પ્રયત્નથી – સ્મૃતિ મને ઘેરી રહે એ સદા.

તું–આવાગમ–આશ રોમ રમતી, શંકા ન એમાં લવ;
રક્તાણું પલટાઇને પ્રિય, થયાં રાતી ચણોઠી અવ.

## ૩ ઓટ

નિહાળી પ્રિયચંદ્ર હે જલધિ, ચિત્ત તારું ચળે,
વધે ઉરઉછાળ ચંડ મિલને નભે ઊછળે,
પ્રચંડ ભરતી મયંકમહિમા સ્તવે, કિન્તુ આ
તમિસ્ર મુખ રાત્રિનું નવ ગમ્યું ? કરે ઓટમાં
અમાપ અવહેલના પ્રકટ સિંધુ, પાછાં વળે
તટો મલિન મૂકી વીચિ અતિ દૂર દૂરે ક્યમે ?

મયંકમુખમોહિની તવ નિહાળી હું મૃણ્મયી,
થયો પ્રણયમત્ત, તુંય ઉરમત્ત સાથે અયી,
ત્રુટી ઉભયની વિસારી રત રાગમાં, ડૂબિયાં
અપૂર્વ ભરતીતણા અનુભવ પ્રહર્ષે, પ્રિયા;
પ્રશસ્તિલયલીન રૂપ ગુણગાન ડૂબ્યો, હવાં
થયે પ્રણયઓટ પંક ઉર ? પંકજો શુભ્ર વા ?

રહે ન તટ ઓટમાં મલિન; મૌક્તિકો મૂલ્યવાન:
રચે હૃદયદ્વીપ ત્યાં સ્મરણસ્વાતિવર્ષા મહાન.

## ૪ ભાગ્યબીજ!

મીઠી મંદ વહી જતી લહરિના સ્પર્શે કપોલે લટ
વેરાતાં, રમણીય મૂંઝવણ શી વ્યાપી મુખે! હસ્તથી
અંબોડો કરતી સખે, પણ કરે મારા અધીરા અતિ
ઢીલો કીધ જ કેશબન્ધ; ઉરમાં આશા ભરી કે ચટ
ગૂંથું પદ્મ સુકોમળું; કર ગયા થંભી ન શું હેતથી
તારા ? તારક શુક્ર સાન્ધ્યગગને ઊગે લઈ એ સ્મૃતિ. !

આયુષ્યે ઝુલવું હતું ગ્રથિત થઈ એ સ્નેહગ્રંથી મહીં,
રક્ષાવા કરસંપુટે ઉર હતી ઝંખા, વિધિવક્રતા
શી આ! બંધન થૈ જતાં શિથિલ રે, તૂટી પડું ભૂતલે!
સ્વર્ગંગા ઉરથી સરે ગહનમાં ઉલ્કા, ન જાણે કયહીં
થાશે આમ નિપાત ઉચ્ચ ગિરિપે યા ગર્તમાં, શક્યતા
કે કાળો થઈ કોલસો કજળવું ભૂગર્ભ! ભાગ્યે ભલે.

ઊગી શુક્ર સમીપ બીજ રમણી, તન્વી મનોહારિણી.
શું ઊગી મુજ ભાગ્યબીજ! ભ્રમણા હૈયે વ્યથાકારિણી.

## ૫ હૈયાહોડી

સખે, સંસારે આ વિકટ ભવવાટે ભટકતો
રહ્યો હું એકાકી, તવ હૃદયઉષ્મા વિણ વહ્યો;
પડ્યાં જૂદાં જ્યાં આપણ હિત, બન્યાં ભિન્ન સહસા,
હિતોની સંરક્ષા વિણ અવર ભૂલ્યાં વિવશ શાં.

વૃથા સંઘર્ષોથી હૃદય ભરિયાં, સહ્ય ન થયાં,
પડેલાંને ટેકા સુહૃદવિણ કોના નવ ગમ્યા;
શિલાહૈયું તોયે શિશુવય સ્મરીને નવ દ્રવે,
ગણી સાચી દૃષ્ટિ નિજ, નયન ભાવે નવ સ્રવે.

સખે, મેં તો માન્યું સુહૃદ સમભાવે દ્રવી પડે,
અસારે સંસારે સકળ શુભ સારે ઉર ભરે;
લિયે જૂદા માર્ગો યદિ સફળ યાત્રાફળ ચહે,
પડે, સાહે; મીઠે વચન દઈ આશ્વાસન રહે.

સખે, હૈયાહોડી ભવજળ તુફાને ભટકતી,
તમાશો જોતા સૌ જન સહ તને જોઈ વહતી.

## ૬ સુહૃદભાવ

અમે અનુભવ્યાં નથી સુહૃદભાવનાં સ્પંદન
કયહીં જ ચિરકાળ, કિન્તુ કમનીય કે કામિની-
પ્રતિ પ્રબળ આરઝૂ દિલ મહીં વહી જયાં, ગળી
ગઈ સુદઢ મૈત્રી, વાત વણસી ગઈ, દિલભર
રહી દિલ ભરી, ખુણો ન કયહિં ખાલી, જયાં શૈશવ
કરે જ લઘુલાઘવી કઈ કલા થકી કામણ.
નવું સુખ, નવો નશો, નિકટ માનિની મનહર,
ચહે વિપુલ અર્થ કામ સુખની વળી વૈભવ,
ભુલે શિશુક ગોઠડી સરલ ભવ્ય આદર્શની.
બિરાદરી, બહાદરી, મગરૂબી જતી ઓગળી.
નવીન સહવાસમાં સહચરો ભુલાતાં ખચિત
સુભાગ્ય યદિ સખ્યસુખી સ્મૃતિમાં રમંતી કવચિત.
દિયો તટતરુ પ્રસન્ન ઝુકી છાંય, ઝરણું ધસે
નદીગમ; યદા ઉડે સીકર નેત્ર મીંચો રસે.

# ૪૭ પ્રણય ત્રિકોણ

ત્રિકોણ તણી બાજુ બે, વિષમ બાજુ ત્રીજી ત્યહીં
પડી, અધિક અંતરે સતત રાખતી એ રહી.
સુદૂર ખસતી, નજીક ધસતી ત્રિકોણાંશની
કરી વધઘટો હસે સખત કોણખૂણા મહીં.
ખસી ન, પણ દૂર દૂર દ્વય બાજુ રાખી રહી.

ત્રિકોણ, ત્રણમાંથી એક નિજ માર્ગ લે, તોય તે
ઉકેલ ક્યહીં ? ઝૂરતું હૃદય એક જોઈ દ્રવે
ન શું દ્વય ઉરો ? રચે અવર દુઃખપર શા સુખે
સુખાલય ? ન સાથસાંય ત્રણ સ્નેહભાવે વસે.
સનાતન ત્રિકોણ, બાજુ ત્રણ શું સદા ઝૂરશે ?
ધસે સમભુજા પરસ્પર ભળી જવા તત્પર,
રચો ન ચિર અંતરાયકર રેખ કો અંતર,
ઝમ્યાં ઝરણ એક સેક ઉર કાજ આવી મળો,
ત્રિકોણ તણી ત્રીજી બાજુ કરજો ન કોને, પ્રભો.

# ૮ ભવરણ

ઉડુગણ રહ્યાં કેવાં આ વ્યોમચંદરવે ઝગી !
હૃદય અભિલાષા પૂર્વે, હા, હતી; મુજ જીંદગી-
પટ સુહવશે આદર્શોનાં શુચિ સ્મિત, શોભશે
સચર અચરે, સૌન્દર્ય સ્પર્શથી જગ ઓપશે.

અભિનવ કંઈ ભાતો, રંગો, નવાકૃતિ કલ્પતું
ભવરણ મહીં આશાઊંટે ચડી મનભૂતડું
મૃગજળ સમા આદર્શોનીજ પૂંઠ સદા લઈ
વિફળ ભટકી થાકયું, હાર્યું,—કથા કરુણામયી.

ભ્રમિત મન, તું જન્મીને સર્જતા, મરતા સદા
જનજીવનના તાણાવાણા તણી ભવભાત આ
સરલ વિસરી શોધે શી ભાત નૂતન ! જો જરા
જુગજુગ જૂની વિશ્વે વ્યાપી શી રૂપપરંપરા !

ભવરણ જશું સંગે હાવાં ભળી વણઝારના ?
ઉર રિઝવશું ભાતે મોજાંતણી પદપંક્તિનાં ?

## ✓ ૯ સમાધાન

સરે શ્રવણમાં શિખામણ અગણ્ય, સંસારમાં
ડહાપણ ગણાય જો મનુજ જાય ચીલે ચડી.
ધરે સહુ સમાન ધર્મગુણ તો પ્રશંસાઝડી.
વદે જગતજીભ 'શાણપણ વાહ', ના કાલિમા
મહાજનનિયુક્ત પંથ પળતા, સમાધાનની
ઘટે ધરવી વૃત્તિ જો સફળતાની સ્હેજે પડી.

લુહાર અતિ અગ્નિ આંચ દઈ લોહપાટો કરે
સુતપ્ત, વિણ યત્ન થૈ નરમ ગાડીપૈડે ચડે.
સમાજ દઈ કષ્ટઆંચ ત્યમ તાવતો યૌવન,
થતું રુધિર ઓગળી વિકળ હામહીણું મન,
સહી ઉર ઉમંગભંગ યદિ જાય ચીલે ચડી
ગણું કયમ વિવેકવૃત્તિ વિકસી સમાધાનની ?

ન શું વિતથ વંચના પ્રતિપળે ? સમાધાન આ
હતાશ ઉરનાં, ન ઉગ્ર હય શી યુવાની તણાં.

## ૧૦ શાન્તિનું સ્મશાન

ભલે નિયતિસૂત્ર કંઠ દઈ પાશ આ પ્રાણ લે,
અને પ્રકૃતિ - રક્ત- દંત- નખ દેહ ચીરે ભલે.
સમાજખડકે પછાડ સહુ નિષ્ફલા દેહની
ભલે, કુટિલ ધર્મ અર્થ રચના, અને રાજ્યની
ભુજંગ સમ ચૂડ શોષણ કરે ભલે, દંશ ના
પરાભવ તણો, હવાં અતલ શાન્તિની કામના.
કશું ન મન દુઃખ આયુભર વિગ્રહે ઝૂઝતાં
બની શ્રમિત શાન્તિ અંક ઢળવા ચહે ચિત્ત આ.
ન કિન્તુ શુભ નિર્ણયે હૃદયહામ આશા વધે,
રહે વિરતિ —ગર્તચિત્ત, ઉર કૂંપળો ના ઉગે,
શમે ધમપછાડ નિષ્ફળ, મળે ન માગ્યું, તદા
ચહું પરમ શાન્તિ ? ભ્રાન્તિ મુજ, નિત્ય આ શાન્તિના
સ્મશાન મહિં ઊઠતા અફળ આશ ભેંકાર રે,
ગત સ્મરણ ભૂતના વિકળ અટ્ટહાસો સરે.

# ૧૧ મજલ રણની

રજનિ ઢળતાં પંથી ભેગાં શરાઇ મહીં થયાં,
સુખ દુખતણી વાતે જામે શરાબ છલી ગયી,
મિજલસ મચી, એકે કીધો જરા ઠમકો, અહા–
ઉપર દિલ હું હાર્યો, હારીય એ, તલ ગાલના–
પર સમયના થંભી ત્યારે ગયા સહુ કાફલા.
અબ રજનિ ગૈ વીતી, ઊગ્યું સવાર, કતાર આ
ઉપડી રણમાં ઊંટો કેરી, ગયો સહુ સાથ, હા,
મજલ રણની એકાકીને રહી કરસે હવાં.

પણ લઇ, પ્રિયા, આવે સાકી શરાબ નવા નવા,
મુજ ચખ તને પામે પાસે નશો ચકચૂર હાં,
તુજ ચરણની હીના, લાલી ગુલોસમ ગાલની,
બદન, દૃગ મસ્તાનાં રહેતાં અચી સ્મૃતિમાં રમી.

શિરપર ખુદા, સાથે સાકી શરાબ સનમ્ રહ્યાં,
કદિક રણના કોઈ દ્વીપે જઈ ઠરશું હવાં.

## ૧૨ આશાનીર

હેમંતે શુભ નિર્મળ સ્મિત ધરી શોભાવતા અંકુરો
પૃથ્વીપ્રાંગણ, કોમળી હરિત શી દુર્વાંકુરો ફૂટતી !
વ્યાપે રૂપકલા વસંતભર શી વિશ્વે તૃણ સૃષ્ટિની !
ઉલ્લાસ પ્રસરે બધે, નયન ને સંતપ્ત ઠારે ઉરો.
આ ગ્રીષ્મે,ઋતુમાં ચમે પ્રજળતી જ્યાં દૃષ્ટિ કીધી, જતાં
ફૂંણાં અંકુર સૌ બળી, ન ધરણી શામે તૃષા દૃષ્ટિની.

બાલ્યે અંતરમાં સુકોમળ હતી નિર્દોષ સ્નેહાંકુર
આનંદે ઉર સૌ હતાં રિઝવતાં ત્યાં મુગ્ધ આવે યુવા,
લાવે અંતર નવ્ય રમ્ય રસદા સ્વપ્નાંકુરો, સિદ્ધિની
આશામાં મૃગયા રમે પ્રતિપળે થાકે, ન હારે ઉર.
તૃષ્ણા ના શમતી, નિરંતર વધે, સંતોષ શાન્તિ ન વા;
આનંદ પ્રભવે, ન કિન્તુ શમતી તૃષ્ણા મહામોહિની.

વર્ષાવારિ ઢળે, નવાંકુર થકી શોભે ધરા સુસ્મિતા.
આશાનીર વહો, ન ભોમ ઉરની રહેજો સ્મિતે વંચિતા.

## ૧૩ અફળ યત્ન

વહી તું સરિતા રહી ક્યમ સમુદ્રવારિ પ્રતિ?
સરોવર ગમ્યું ન આ સભર સન્મુખે, જે તને
વિહંગરવ, હર્ષવીચિ, કમળોતણી વીંઝણા-
થકી બહુ લળી હસી હરહમેશ સત્કારતું?

મહાર્ણવ અનંત, કિન્તુ જળ ખૂબ ખારાં, સહીં
ગળી તવ જશે જ નીર મધુ મિષ્ટ, ખારાશના
અતાગ જળરાશિમાં ન કણ લાધશે કો અમી,
નહીં જ પલટાય એ, તું પલટાઈ ખારી થશે.

સુમિષ્ટ તુજ મર્મર ધ્વનિ ન ક્યાંય શોધ્યો પછી
મળે, જલધિઘોષ ચંડ ઘુઘવાટ સાથે ભળી.
પરંતુ વહતી રહી સરિત હર્ષઘેલી જતી
સમુદ્રપથ, સામુંયે ન સરની નિહાળ્યું જરી!

X રહી સ્વરસુધા, અમી ઠલવતી અયી, કિન્તુ, જો,
સમુદ્ર વિકર્ણાત્મ, ઘોર ગરજંત ખારો રહ્યો!

લા

## ૧૪ અનાદર ઘટે ન

ઘટે ન કરવો અનાદર, કદાપિ કો નેહનાં
સુધાઝરણ સ્પર્શી જાય ઋજુ ચિત્ત, અંતસ્તલ,
મનોભવન વર્ષી જાય સુખસ્રોતના કલ્‌કલ.
કદા વિધિવશાત્ અહમ્ પર પલાણ માંડી પડે
પથે પૃથક પ્રેમી તેથી ધરવી ઘટે કલાન્તિ ના,
ગઈ પળ અમૂલ્ય એજ અમ, અન્યની ના તમા.

વહે લહરિ જેમ સૌરભ છલંત કોઈ પળે
પ્રસન્ન કરતી, થતી ત્યમ પસાર કો સુંદરી
અજાણ હૃદયંગમા દિલ હલાવી મારુ જતી,
અપૂર્વ છલકાવી દેતી ઉર ભાવ ઔદાર્યથી.
અને નિરખું ચિત્ત મારું બહુ વિસ્મયે પ્રાકૃત
ક્ષણેક રસપૂર્ણ બેસી જતું રમ્ય અમરાસન!

અનાદર ઘટે ન, જે પ્રણયસ્રોતના સ્પર્શતાં
ઉદારચિત, સાહસે સભર પ્રાણ સૌના થતા.

## ૧૬ મુક્ત બુલબુલને

દિલ નવ શકયુ જોઈ બદીહશા તુજ બુલબુલ;
નભ વિહરતું સીઠા ટૌકે, પડયુ મુજ પિંજર.
ઉર ગયું હલી, ખોલી નાખ્યાં કમાડ, વિહંગમ
ખુશદિલ ગયુ ઊડી, ઊડયુ કયહીં નહિ જાણુમાં.
કંઇક ઠપકા આવ્યા કાને, 'તને અફસોસ ના,
મુરખ, તુજ જે તેયે દીધું ઉડાડી ઘડીકમાં ?'
યદિ મુજ, વળી જાશે પાછું રમી પળ વ્યોમમાં,
યદિ મુજ નહી, પાછું આવે, ન વા, દિલ રંજ શા !
પણ હૃદયને આશા ક્યારેક દૂર શહેરમાં
મધુર ટહુકે સૂતી જાગે સનમ્ દિલ કામના.
ઉડતું ભમતું બેસી એના સુકોમળ હાથ પર
રહમદિલ એ થાશે નક્કી પ્રિયાતણું રાહબર,
મુજ વિતકની વાતે ચશ્મેચિરાગ વધી ગયા !
પળ ભર મને પાછું આવી જજે કહી તું જરા.

# ૧૫ નૌકાપ્રયાણે

નૌકાના શ્વેત ખૂલે શઢ, અનુકૂળ વાયુમહીં, ને ઉડંતી
વેગે સર્વસ્વ લૈને અધિક ફલતણી કામનાઘેલુડી શી,
વર્ષાન્તે વિશ્વ ઘૂમી રતનઢગ લઈ પંથ પાછી વળંતી;
આનંદે નેત્ર સોદાગર તવ, ઉરમાં વિસ્તરે તૃપ્તિરાશિ.

લીલા શી ભિન્ન! પામી તનમનધનઆત્માતણી સર્વ મત્તા
પાછું વાળી ન જોતી, તરલ વિચરતી પ્રાણનૌકા પ્રમત્તા,
ત્યાગી એકાકી જાતી ભવજળ સુખનાસ્વપ્નમાં નિત્ય મગ્ના,
વિશ્વે સૌ યત્ન મારા વિફળ, સુખતણી લાલસા આશભગ્ના.

એવે આ વિસ્તરેલા નિરવધિ જળમાં જૈ ઠરે ચક્ષુ મારાં,
સાનંદાશ્ચર્ય પેખે ઊર્મિ પર વિખરાઈ પડી સાંધ્યશોભા;
જેવી તું જીંદગીનાં મુદિત મન રહી સેલતી વારિ ખારાં,
સૌન્દર્યે ચિત્ત ડૂબ્યું, સફળ શ્રમ ગણી ઝીલતું રમ્ય આભા.

આપે, વાંછે ન પાછું, વિરલ હૃદયઔદાર્યસૌન્દર્ય એમાં,
સૌના નૌકાપ્રયાણે સરવ ઠલવવું, રિદ્ધિની સિદ્ધિ તેમાં.

## ૧૬ મુક્ત બુલબુલને

દિલ નવ શકયું જોઈ બંદીદશા તુજ બુલબુલ;
નભ વિહરતું મીઠા ટૌકે, પડયુ મુજ પિંજર.
ઉર ગયુ હલી, ખોલી નાખ્યાં કમાડ, વિહંગમ
ખુશદિલ ગયુ ઊડી, ઊડયું કયહીં નહિ જાણમાં.
કંઇક ઠપકા આવ્યા કાને, 'તને અફસોસ ના,
મુરખ, તુજ જે તેયે દીધું ઉડાડી ઘડીકમાં ?'
યદિ મુજ, વળી જાશે પાછું રમી પળ વ્યોમમાં,
યદિ મુજ નહી, પાછું આવે, ન વા,દિલ રંજ શા !
પણ હૃદયને આશા કયારેક દૂર શહેરમાં
મધુર ટહુકે સૂતી જાગે સનમ્ દિલ કામના.
ઉડતું ભમતું બેસી એના સુકોમળ હાથ પર
રહમદિલ એ થાશે નક્કી પ્રિયાતણું રાહબર,
મુજ વિતકની વાતે ચશ્મેચિરાગ વધી ગયા !
પળ ભર મને પાછું આવી જજે કહી તું જરા.

# ૧૭ ધરતીને ખોળે

'મારું ના કોઈ?' કહેતાં પવનલહર કાને રહી ગુંજી, 'તારી',
'તારી હું' બોલતી ત્યાં સકલ તરુઘટા ડોલતી, આમ્રડાળે
'ત્હારી' બોલે ટુહૂમાં પરભૃત, સરિતાવ્હેણ આઘે વહંતું
'હું યે ત્હારૂં જ' એવું કલકલરવતું જાય દોડયું ધસંતું.
આંખોને ઠારતાં સૌ કુસુમદલ કહે, 'આવ તારાં અમેયે.'
હૈયાને રીઝવે કૈં વિહગગણ વદી, 'ઊડ પાંખે અમારી.'
કારુણ્યે સ્નિગ્ધ કંઠે મૃદુલ વચન શાં વ્હાલસોયાં ધરા મા
બોલ્યાં, 'હા, સર્વ તારાં વિકળ હૃદયનાં ધામ, રૂડા વિસામા.'

માતા મીઠી ધરિત્રી, કરુણ તવ કટાક્ષો રહે ચિત્ત રેલી
હેલી આનંદ કેરી મુદિત મન નિસર્ગે રહે આજ ઝીલી.
વિશ્વે આ ચેતનોમાં અકલિત જડતા, ચેતના શી જડત્વે!
ધકેલે દૂર ત્યારે પ્રકૃતિહૃદય શી હૂંફ આપે મમત્વે!

તારી ગોદે ધરિત્રી, જગતમહિં ગુમાવ્યાં બધાં આપ્ત પામું
આછાં, વાંછા પછી ના, અનહદ વરસે સ્નેહવર્ષા, વિરામું.

# ૧૮ ચંદ્રાનના

'પ્રાતઃકાળ થયો,જુઓ નિરખતા આ દિગ્ગજો,' બોલતી
લજ્જાશીલ ઉષા દિનેશઉરના આશ્લેશથી છૂટતી.
દોડી લૈ મૃગફાળ, કેશકુસુમો વેરી રહી, ચુંદડી
વ્યાપી વ્યોમ સુરંગી! શી ઘનગુહા જ્યોતિર્મયીમાં જતી!
હા, લાવણ્યમયી ઉષા વિરલ કો સૌન્દર્ય કેરી સ્મૃતિ
મૂકી થાય વિલીન, સૂર્ય હૃદયે કમ્પી રહે બેઘડી.
-યાત્રાળુ રવિરાજ નિત્ય સહતા આ ભાગ્યલીલા,પ્રિયા.
સાથામાં શતરશ્મિ કોટિ, પણ ના કો સુંદરી સ્હોડમાં.
સંધ્યા, રમ્ય ઉષા સમીપ કુમળો માર્તંડ જે વ્યોમમાં
મધ્યાન્હે વિરહે પ્રચંડ સળગે બાળે બધાંને, પ્રિયા.
જોતાં આ વિરહી દિનેશ બળતો ને બાળતો વિશ્વને
મારાં વર્તનનું રહસ્ય કળતી તું કેમ ના, શોભને?
હૈયું આ બળતું સહી વિરહ જો બાળે તને તો પ્રિયે,
ઝીલી તું રવિ ચંડ તેજ કુમળી ચંદ્રાનના શી રહે.

# ૫. દેશદર્શન

## ૧ ફ્રૉઇડ અને માર્ક્સ

તમે નવલ સૃષ્ટિના યુગવિધાયક ફ્રૉઇડ,
રહસ્ય મન અર્ધ જાગ્રતતણાં કર્યાં કે સ્ફુટ;
અનર્થકર ધર્મ, લોકમત, નીતિ, સત્તા તણા
ભય પ્રબળ મૂળભૂત જનવૃત્તિને છૂંદતા,
રહ્યા દમન દંશથી વિષવિકાર ફેલાઈ જે,
તમે પ્રથમ પારખ્યા, મનુજબુદ્ધિ સામે ધર્યા.
નિગૂઢ ઋત કૈં નિસર્ગક્રમમાં વિલોક્યાં, વળી
વિરુદ્ધ વહનો તળે બળ સુગુપ્ત ઉત્ક્રાન્તિનાં
જતાં નિયત માર્ગ જોઈ હસિયા દૃગો માર્ક્સના.
મનોરથ ઘડ્યા પછી નવલ સૃષ્ટિનિર્માણના.
સમાજ શુભ વર્ગવિગ્રહવિહીનનું સ્વપ્ન હૈ
સુસિદ્ધ કરવા વિરાટ જનજૂથ ઢંઢોળિયાં.
કરે સ્ફુટ રહસ્ય કોઇ મરમી મહામાનવ,
ટળે પડળ, ને અનસ્ત ઋતનો વહે વૈભવ.

## ✓ ૨ ભુતાવળ

રહે ત્રિવિધ વૃત્તિબદ્ધ જનચિત્ત× આનંદ ને
અહં, જબર જિન્સી તત્ત્વ, બળવાન આવેગને
હિયે ગતિ; મનુષ્ય વૃત્તિ નિજ તોષવા, મોહક
સમાજ_રચના ધરાતલ કરે ધસી હિંસક.

હિયો દમનથી દબાવી બળ, માત્ર વ્હેતાં કરો
નિયુક્ત પથ વૃત્તિપૂર, દિલ ત્યાગભાવે ભરો,
સમાજ જન કાજ ના, પણ સમાજ કાજે જન,
જરી હચમચે ન મ્હેલ, દૃઢ સંયમી હો મન.

રહે ત્રિવિધ વૃત્તિના દમનમાં પછી શી મણા?
પરંતુ ત્યહિં અર્ધ જાગ્રત મને ગ્રહી એષણા,
દબાવી બહુ કાળ કિન્તુ ફળ જયાં વળી ફૂદતી
બળે, વિફળ ઘર્ષણે વિકૃત હારી થાકી થતી.

અતૃપ્ત મનવૃત્તિ કૈં વિકૃત તૃપ્તિમાં રાચતી,
ભુતાવળ ભમી રહી ભયદ વાસનાદેહની.

## ૩ નેહજાળ

ઉકેલવી અશક્ય એવી મન ગ્રંથિ કેવી અહો,
પડી સખત નાગચૂડ લઇ! ને શું પૂર્વગ્રહો
ન વંચિત કરે મનુષ્ય સમભાવ સહકારથી?
ઘૃણા, અણગમા થકી સભર માનવી શું નથી?
અપ્રીતિ, અતિ પ્રીતિ, રાગ, અણુરાગની તાંતણી
અતૂટ, પ્રતિ અંતરે વિવિધ વૃત્તિની વીંઝણી;
મથ્યા મનુજ મુક્તિ કાજ પણ ગ્રંથિ એવી કઠણ,
લગીર ચસકે નહી પણ ચસે, ખસે ચિત્ત ક્ષણ!
પડે શિશુવયે પિતા—જનની—નેહગ્રંથિ પ્રબળ,
પિતા સમ ચહે સુતા પ્રિતમ, પુત્ર માત્સાકળ
ચહે અવર નારી પાસ, મનની દશા વિકૃત
વિચિત્રતમ વૃત્તિતોષ ચહતી રહેતી મૃત.
જગે જનકરોળિયા જકડી નેહજાળે રહ્યા
સુખાર્થ, શિશુ ચિત્તને વિકૃત વ્હેણુ આપી રહ્યા.

## ૪ ૪ પ્રભુ

અમે ન તુજ સર્જનો, પણ અમારું તું સર્જન,
પ્રભો, ન સુરસૃષ્ટિ ઉદ્‌ભવ કરે તરંગી મન ?
ન પીડનપ્રિયો રચે દમનશૂર દેવ પ્રભુ ?
અને સદય સાધુ દેવ કરુણાળુ કલ્પે ન શું ?
યથામતિ તમે થયા પ્રકટ, નર્ક સ્વર્ગે રહ્યા,
ભયાવહ વળી દયામય મનુષ્ય ચિત્તે લહ્યા.

લહે નિયતિ હાથ સૂત્ર ભવનૃત્ય કેરું જન,
ચહે વિવશ ચિત્ત બાહ્ય બળ કેરું અવલંબન;
ઘણો તણખલા તણોય મહિમા મહાસાગરે.
ગ્રહી વમળ ડૂબતો મનુજ હામ રાખી તરે.
ન લેશ દિલખેદ એથી, પણ નામ તારું લઈ
નિજાત્મ, અવરાત્મપીડન મહીં મચ્યા માનવી.

અનીશ્વર ન વિશ્વ; લોકઉર ઈશ્વરીતત્ત્વ, હું,
સદા અવર આર્તિનાશ અરથે દ્રવંતું, લહું.

## ૩ નેહજાળ

ઉકેલવી અશકય એવી મન ગ્રંથિ કેવી અહો,
પડી સખત નાગચૂડ લઇ! ને શું પૂર્વગ્રહો
ન વંચિત કરે મનુષ્ય સમભાવ સહકારથી?
ઘૃણા, અણગમા થકી સભર માનવી શું નથી?
અપ્રીતિ, અતિ પ્રીતિ, રાગ, અણુરાગની તાંતણી
અતૂટ, પ્રતિ અંતરે વિવિધ વૃત્તિની વીંઝણી;
મથ્યા મનુજ મુક્તિ કાજ પણ ગ્રંથિ એવી કઠણ,
લગીર ચસકે નહી પણ ચસે, ખસે ચિત્ત ક્ષણ!
પડે શિશુવયે પિતા—જનની—નેહગ્રંથિ પ્રબળ,
પિતા સમ ચહે સુતા પ્રિતમ, પુત્ર માત્સાકમળ
ચહે અવર નારી પાસ, મનની દશા વિકૃત
વિચિત્રતમ વૃત્તિતોષ ચહતી રહેતી મૃત.
જગે જનકરોળિયા જકડી નેહજાળે રહ્યા
સુખાર્થ, શિશુ ચિત્તને વિકૃત વ્હેણ આપી રહ્યા.

# ૬ શિશુજીવન

વિલોકું શિશુજીવનપ્રતિ, વિકાસ કેવો ક્રમે !
ન શું સકળ વૃત્તિ પ્રાથમિક ઊર્ધ્વપંથે પળે ?
ખુલે નયન, માતગોદ રમતું થતું જ્યાં શિશુ
નિજ પ્રતિ ચહે વહેતું ઝરણું જ વાત્સલ્યનું
કુટુંબીજન અંતરે; અવરને ભલે ઝૂરવું
રહે, શિશુ સુખાર્થતાન મહિં મગ્ન, એકલસુરૂં
રહ્યું મથતું પ્રેમભાવ સહુ અંતરે ઝંખતું.
અનાદર થયે વહે કટુ વહેણ ધિક્કારનું,
મળ્યે પ્રણય વિશ્વ એનુ સુખ સ્નેહભાવે ભર્યું.
અને પ્રણયતૃપ્તિમાં પ્રથમવૃત્તિ ધિક્કારની
શમે, ક્રમિક જાય સર્વ કટુતા ઉરે ઓગળી.
સવત્સલ ઉરોર્મિ વૃદ્ધવયમાં રહે વિસ્તરી.
યદા શિશુવયે ઝગે પરમ પ્રેમ પારસમણી,
કરે સકળ વૃત્તિ પ્રાથમિક શુદ્ધ સોનાકણી.

## ૫ દયાઝરણ

દયાઝરણ જાય દોડયું પરદુઃખ જોઈ ઉરે,
વળી હૃદય મુક્તિભાવથકી હાશકારો કરે.
વિરુદ્ધ કયમ વૃત્તિનો પ્રભવ એક સાથે હશે?
વિચારમહિં ડૂબી જાય મન વિસ્મયે ભીતરે:
પ્રસંગ કરુણાસ્પદ પ્રતિ ફરી ફરી જે ઢળે
દૃગો, સહૃદય આર્દ્ર થાય ઉર, કિન્તુ સાથે વહે
વિચાર, વિભુ, હાશ, હું ન દુખગ્રસ્ત આવો ભવે!
લહેર સુખ-મુક્તિની હૃદયમાં વહે, તે ક્ષણે
સ્વરૂપ કરુણાનું સ્પષ્ટ સમજાઈ જાયે,—ખરે,
રહે સ્વસુખમાં જ ડૂબી જનવૃત્તિ; માયા, દયા,
કૃપા, નિજ અહં, સુખી સ્થિતિવિચારને પોષવા
થતાં પ્રકટ, ચિત્તવૃત્તિ સુખલીન રહેતી સદા.

દયા અનુભવે ઘડીક પરદુઃખ જોઈ ભલે,
જગે સુખમહીં જ સાથ જનચિત્ત સાચો દિયે.

# ૬ શિશુજીવન

વિલોકું શિશુજીવનપ્રતિ, વિકાસ કેવો ક્રમે!
ન શું સકળ વૃત્તિ પ્રાથમિક ઊર્ધ્વપંથે ચળે?
ખુલે નયન, માતગોદ રમતું થતું જ્યાં શિશુ
નિજ પ્રતિ ચહે વહેતું ઝરણું જ વાત્સલ્યનું
કુટુંબીજન અંતરે; અવરને ભલે ઝૂરવું
રહે, શિશુ સુખાર્થતાન મહિં મગ્ન, એકલસુરૂં
રહ્યું મથતું પ્રેમભાવ સહુ અંતરે ઝંખતું.
અનાદર થયે વહે કટુ વહેણ ધિક્કારનું,
મળ્યે પ્રણય વિશ્વ એનુ સુખ સ્નેહભાવે ભર્યું.
અને પ્રણયતૃપ્તિમાં પ્રથમવૃત્તિ ધિક્કારની
શમે, ક્રમિક જાય સર્વ કટુતા ઉરે ઓગળી.
સવત્સલ ઉરોર્મિ વૃદ્ધવયમાં રહે વિસ્તરી.
યદા શિશુવયે ઝગે પરમ પ્રેમ પારસમણી,
કરે સકળ વૃત્તિ પ્રાથમિક શુદ્ધ સોનાકણી.

## ૫ દયાઝરણ

દયાઝરણ જાય દોડયું પરદુઃખ જોઈ ઉરે,
વળી હૃદય મુક્તિભાવથકી હાશકારો કરે.
વિરુદ્ધ કયમ વૃત્તિનો પ્રભવ એક સાથે હશે ?
વિચારમહિં ડૂબી જાય મન વિસ્મયે ભીતરે :
પ્રસંગ કરુણાસ્પદ પ્રતિ ફરી ફરી જે ઢળે
દૃગો, સદય આર્દ્ર થાય ઉર, કિન્તુ સાથે વહે
વિચાર, વિભુ,હાશ, હું ન દુખગ્રસ્ત આવો ભવે !
લહેર સુખ-મુક્તિની હૃદયમાં વહે, તે ક્ષણે
સ્વરૂપ કરુણાનું સ્પષ્ટ સમજાઈ જાયે,—ખરે,
રહે સ્વસુખમાં જ ડૂબી જનવૃત્તિ; માયા, દયા,
કૃપા, નિજ અહં, સુખી સ્થિતિવિચારને પોષવા
થતાં પ્રકટ, ચિત્તવૃત્તિ સુખલીન રહેતી સદા.
દયા અનુભવે ઘડીક પરદુઃખ જોઈ ભલે,
જગે સુખમહીં જ સાથ જનચિત્ત સાચો દિસે.

# ૬ શિશુજીવન

વિલોકું શિશુજીવનપ્રતિ, વિકાસ કેવો ક્રમે !
ન શું સકળ વૃત્તિ પ્રાથમિક ઊર્ધ્વપંથે પળે ?
ખુલે નયન, માતગોદ રમતું થતું જ્યાં શિશુ
નિજ પ્રતિ ચહે વહેતું ઝરણું જ વાત્સલ્યનું
કુટુંબીજન અંતરે; અવરને ભલે ઝૂરતું
રહે, શિશુ સુખાર્થતાન મહિં મગ્ન, એકલસુરૂં
રહ્યું મથતું પ્રેમભાવ સહુ અંતરે ઝંખતું.
અનાદર થયે વહે કટુ વહેણ ધિક્કારનું,
મળ્યે પ્રણય વિશ્વ એનું સુખ સ્નેહભાવે ભર્યું.
અને પ્રણયતૃપ્તિમાં પ્રથમવૃત્તિ ધિક્કારની
શમે, ક્રમિક જાય સર્વ કટુતા ઉરે ઓગળી.
સવત્સલ ઉરોર્મિ વૃદ્ધવયમાં રહે વિસ્તરી.
યદા શિશુવયે ઝગે પરમ પ્રેમ પારસમણી,
કરે સકળ વૃત્તિ પ્રાથમિક શુદ્ધ સોનાકણી.

## ૭ અસમધારણ પ્રકૃતિ

ન માનવ અસભ્ય સભ્ય, નહિ દુષ્ટ વા શિષ્ટ, ના
અહં સુખપ્રધાન, જિન્સીમય ચિત્તવ્યાપાર ના.
બળે અસમધારણ પ્રકૃતિ થાય સંયોગના.
મળે વહન યોગ્ય, ઊર્ધ્વ, અનુકૂળ, સમધારણ
સ્વભાવ વિકસી નિકુંજ જગની સુહાવે, લસે
વિશુદ્ધ રસ રંગપૂર્ણ જનચિત્તપુષ્પો જગે.
સમાજરચના જ જયાં કુટિલ, વૃત્તિઓનું જયહીં
સદૈવ કરવું રહ્યું દમન, અર્થ કે કામની
કદા ફૂલવતી ન થાય ચિર એષણા પ્રાણની.
અતૃપ્તિ લઈ આડમાર્ગ નિજ તૃપ્તિ લેવા મથી,
ત્યહીં સુલભ થાય ક્યાંથી સમતોલ ચિત્તસ્થિતિ?
રહે વિકૃત માર્ગ વ્હેતી જનચિત્ત કેરી ગતિ.
રહે હૃદયવૃત્તિ સૌ વહતી, માર્ગ લેતી કરી,
જતી સુપથ, વા જગે વિપથગામી એની ગતિ.

## ૪૮ કાર્યકારણ

પરસ્પર રહ્યું બધું જ અવલંબી એકેકને,
અપૂર્વ ઘટના શી વિસ્મયમયી, અહો જીવને !
સળંગ અતિ સૂક્ષ્મ સૂત્ર સહુ કાર્યને સાંકળે,
લિયો પકડી દોર, કારણ કયહીંથી આવી મળે.

પ્રવૃત્તિતણું મૂળ પ્રાથમિકવૃત્તિ સંતોષમાં,
પ્રવૃત્તિ સહુ વૃત્તિ લાગણી તણા જ સંક્ષોભમાં,
મળ્યે સમજ આ સહેજ મહિં માનવીકાર્યનાં
વિચિત્રતમ વર્તનોની સમજાય લીલા અહા !

અને જયમ નિશારહસ્ય કહી જાય તારાગણ,
ન શું મનુજકાર્ય કારણ નિગૂઢ કહેતા ત્યમ ?
થયે સકળ કાર્યકારણ ઉકેલ આ જીવન-
રહસ્ય ચલચિત્ર જેમ ચખ નીરખે સન્મુખ.

વધ્યે સમજ માનવી હૃદયચિત્તના તંત્રની,
મનુષ્યદિલ વ્હેતી થાય સરિતા ક્ષમાભાવની.

## ૯ સબળ સૂત્ર

કયા સબળ સૂત્રથી સકળ સંકળાયાં હશે?
પણે તરુપરે રચે વિહગ સાથ માળો, નભે
સ્થળાંતર કરે વિહંગ સહુ જૂથમાં, કીડીનાં
વ્યવસ્થિત ચઢયાં દિસે કટક ક્યાંક, એવી કયી
કડી સકળ જીવસૃષ્ટિ રહી સાંકળી? કે કડી
કરે જનસમૂહ ભિન્ન પથગામી અન્યોન્યથી?
કયહીં ન સમભાવ, કયાંય સહકાર તલભાર ના,
જનો સ્વસુખ ખોજમત્ત કચડે સુખો અન્યના.
અને મનુજવૃત્તિ હિંસક ધરી સદા આગળ
સમર્થન કરે, ચહે સુદૃઢ એવું સત્તાબળ,
પરંતુ વિસરી જતા સહજ વૃત્તિ સહકારની,
ઉરસ્થ ચિર સખ્યબીજ જનચિત્ત રહે સાંકળી.
શ્વસે સકળ જીવસૃષ્ટિ સમભાવ સહકારથી,
સ્વયં સ્ફુરિત વૃત્તિને વહન મુક્ત આપો મથી.

# ૧૦ સમાજઘર

સમાજરચના ઘણી વિષમ, લોહ બેડી સજડ
પડી જનકરે નિયુક્ત પથ ખેંચતી રે, અજડ.
ચડાવી ચખ ડાબલા બળદ અંધ શા ઘાણીના
જનો અબળ હાંકતા પણ હમેશ ચીલે વહ્યા.
લગીર અટકયા વિચારમહિં, આર વોંચી કર્યા
સભાન, કરતા કર્યા મજલ; કો હઠીલા ઘણા
પ્રહાર ખમતા ઉભા અડગ, કો ઢળ્યા મૃત્યુવત્,
સમાજઘરની ચસી ન ઈંટ, એ રહ્યું પૂર્વવત્.

અસહ્ય થયું જ્યાં, હતાશ ઘરવાસી બીજે ગયાં
સ્થળાંતર કરી, જ્યહીં સુખદ તાજી વ્હેતી હવા,
વળી ન કંઈ રોક ટોક, મન મુક્ત મ્હાલે સદા,
અને ગૃહમહીં ઢળી અતલ શૂન્ય નિઃશબ્દતા.
થયો સમય, ખંડિયેર પડયું, ખોદી પાયા રહ્યા;
અપૂર્વ રચવો મહેલ નવ કોઇ ખામી કયહાં.

# ૪ ૧૧ ફળશે?

માર્ગે શોષકસર્પ શોષણ તણા ઊભા કરી રાફડા
ફૂફાડા મત-માન્યતા-ગરલના નાખે, સદા ડૂબતી
વિશ્વે રંકવિમુક્તિઆશ, કરમો ધર્મો તણાં ગૂંચળાં-
જાળાંમાં અટવાઇ, ચૂડ પકડે આ નાગ મોં ચૂંચળાં.
શો સંસાર! સમાજ હીન! પરની પીડા મહીં રાચતી
એની ક્રૂર મતિ સજીવ જનનાં ચૂસી રહી ચામડાં.
દાસત્વે શ્રમજીવી દૈન્યકલણે ખૂંચે, અને સાથમાં
ખેંચે રાષ્ટ્ર સમસ્ત, જાય સરતા ઊંડે પગો પાંગળી.
કેવાં હા, પરિણામ ઘોર, ભટકે કંકાલ ટોળાં ઘણાં!
સૃષ્ટિ સ્વલ્પ મનુષ્ય ભોગસુખની રીબાય ચુંગાલમાં.
પ્રેતોનાં તન વાસનામય ભમે, ભીંસે ગળું આંગળાં.
વિશ્વે માનવજૂથ જાય હસતા આનંદની એષણા.
રૂંધે પ્રાણ ન રાફડા, ન વિષથી તૂટે નસો, દેહ ના
ચૂડે નાગ તણી ચુસાય; ફળશે શું માનવી ઝંખના?

# ✓ ૧૨ મૂડીવાદ

તારાં ભૈરવરૂપ ભીષણ ભમે વિશ્વાંગણે, કૂબડા
મૂડીવાદ, કરાલ શસ્ત્ર તવ શાં કૂડાં ચુસે ચામડાં!
આ કેન્દ્રીકરણાસ્ત્રજાળ જકડી લે રાષ્ટ્રની શક્તિને,
પૂજા યંત્રતણી અઘોર ઘરની ઉદ્યોગ ભક્ષે, અને
નિષ્ઠા શસ્ત્રતણી વધે નિજ હિતો સંરક્ષવા વિશ્વમાં,
નિત્યે શોષણચક્ર ગાત્ર ગળતું ઘૂમી રહ્યું વેગમાં.
ને તારી ભગિની ભયાનક મહાકાલી ગરીબી રહી
ખેલી માનવશુંભદેહ પર શી ચંડી સ્વરૂપા રમી!
✓ તેનાં પાપફળો શરીર દિલનું દૌર્બલ્ય, ટૂંકી મતિ,
દાસત્વપ્રિય ચિત્ત પાપપડખું સેવે અહોભાવથી.
તારાં ભીષણ પાપચક્ર ફરતાં રહેતાં જનોને દમી,
મૂડીવાદ, મનુષ્યમત્સ્ય પડતાં થૈ ભક્ષ્ય, કૂડી ગતિ.
ઊઠે દાનવ રક્તબીજ સમ તું રૂપે નવા રાક્ષસી,
મૂડીવાદ, હણે મનુષ્યઉરનાં, રે, તત્વ સૌ માનુષી.

## ૧૩ ત્રિવિધ પાશ

પીડાગ્રસ્ત સમસ્ત દેશજનતા, કાયા મહીં ગૂમડાં
ગંદાં, ના અકળાય તોય સહુની ટેવાયલી નાસિકા;
ર્‌હેતા રોઈ હમેશ ભૂખ દુખ ને આપત્તિનાં રોદણાં,
મૂકી હાથ લલાટ નિત્ય વિધિને શાપે ક્રિયાશૂન્ય હ્યાં.
કોઠે દુઃખ પડ્યાં, અને ત્રિવિધ આ પાશે પડેલાં મડાં
સંરક્ષા, સુખ, વંશઆશકલણે ખેલી રહ્યાં ભૂંડ શાં.

થાતાં માનવવૃત્તિની વિકૃતિ રે, કેવી દશા ચિત્તની!
સંરક્ષા, દિલ કાયરો, સુખતણી વાંછા, સુખાર્થે સ્વ-નાં,
સ્વાર્થી અંતર, વંશવૃત્તિ બનતી કામાગ્નિની જન્મદા;
ઘેરે જ્યાં વિકૃતિ પ્રતિક્ષણ, પછી શે પ્રેરણા પ્રાણદા
કાર્યે વૃત્તિ કરે પ્રવૃત્ત પરની કે રાષ્ટ્રની મુક્તિના?
લોકો પાશવ વૃત્તિપોષણમહીં ડૂબ્યા,—દશા હિંદની!

ત્યાગો કાયરતા, સુખાર્થ ભમતી સ્વાર્થી દશા, ને મતિ
ભોગાસક્ત જ, થાવ ઊર્ધ્વગમના સૌ વૃત્તિ કેરી ગતિ.

## ૧૪ અરાજક બળો

અરાજક બળો, કરો ભસમસાત માયાવી આ
સુખાલય, અદીઠ ઉગ્ર વડવાનલે, શાન્તિનું
કરો જમીનદોસ્ત સ્વપ્ન, અમને અજંપે ભરો,
ભરો અસુખથી, અશાન્તિ, કચવાટ ક્રોધે મન.
અમંગળ ઉલૂક, ઓ ઝરખ ભગી જાગો, રડો,
ઉઠો સકળ પ્રેતસૃષ્ટિ, શિવરાજ ડમરુ બજો,
હવાં પ્રલય મૂર્ત, સુસ સહુ ક્રાન્તિ કેરાં બળો,
ભરો જબર ફાળ, અંતર અખૂટ માપી લિયો.
સ્મશાનવત શાન્તિ આ સહી ન જાય કોથી અવ,
અસહ્ય શબવત્ થયુ જીવવું બેલ અંધા સમ,
થતો ક્રમિક હ્રાસ, ચૂડ લઇ શોષતા સાણસા,
ગણું મરવું જંગમર્દ શુભ આ થકી સો વસા.
કરો સુપથ ક્રાન્તિકંપ દઇ કૃત્ય, ઓ વિશ્વનાં
અરાજક બળો, ઉઠો, અતલ શાન્તિ સ્હેવાય ના.

## ૧૫ સમુત્ક્રાન્તિ

અખૂટ, અણુચિંતવ્યાં બળ અદમ્ય દોલાયમાન
કરે સ્થિર સપાટી, શો સળવળાટ! ફુત્કારતા
સુષુપ્ત શત શેષનાગ સળક્યા, ઉઠ્યા ભીષણ
પ્રચંડ વડવાનલો, જળ સ્થળો, સ્થળો જ્યાં જળ
થયાં ઘડિકમાં, ગયાં અગણ જીવ હોમાઈ, શાં
મચ્યાં પ્રલયનાં નિસર્ગ મહિં ઘોર સંઘર્ષણ!

અદીઠ બહુ ફેરફાર કંઈ કાળ ઉત્ક્રાન્તિના
સનાતન નિસર્ગ ધ્યેય પર પ્હોંચવાને કર્યા;
સુદૂર ચિર લક્ષ્ય જોઈ ઝટ કાપવા અંતર,
મચ્યાં પ્રલય ક્રાન્તિ ઘોર ઘમસાણનાં તાંડવ;
સ્વરૂપપલટા, સ્વભાવ પલટા થયા, પાર ના,
અશક્ય કર્યું શક્ય આમ પળમાં બળે ક્રાન્તિના.

નિસર્ગ, ઋત રેખ મેં ઋતુક્રમે નિહાળી, અહા!
વિનાશકર ક્રાન્તિથી જ પ્રકટે સમુત્ક્રાન્તિ આ?

# ૧૬ દૈન્ય દાસત્વનું

ઊઠયો ભારતવર્ષ મૂર્ત યમ આ, 'કાલોસ્મિ' ક્હેતો, અહા !
જાગી સુપ્ત વિરાટ દેહ જનતા ચંડી બની સંહરે,
આ દાવાનળ શાન્ત હિંદવનમાં શે સંભવે ? જ્યાં વસે
ગાઢી ચિત્તસુષુપ્તિ, કર્મવિરતિ, નિઃસારતા ! ત્યાં જ, હા,
વાવંટોળ શમે શ્મશાનવત રે, શાન્તિ ફરી વિસ્તરે,
આરૂઢસ્વર મૂર્છનાતટ પડે, ના ઘોષણા કો દિશે.
આર્યોના ઉરમાં વસી વિરલ શું નિઃસારતા ? હાડકાં
ગાળે જૈ હિમઅદ્રિઅંક વિજયી કુન્તાસુતો, શું કથા
હૈયે હિંદતણા વસી ? વિજય શું ! દાસત્વ શું ! ડોલતા
સુજ્ઞો હ્યાં સહુ વીતરાગ ? અથવા દાસત્વની દીનતા
હાડોમાં પ્રસરી શું ? કાષ્ટ સમ શી નિર્વેદતા કે વ્યથા
જાગે ના ઉર ? હિંદપુત્ર ઢળતા નિદ્રામહીં ગાઢ કાં ?
આ નિષ્કર્મ મનોદશા ન ફળ કો સંસ્કાર કે જ્ઞાનનું,
ઘેરે ઘોર મનુષ્ય ચિત્ત હૃદયે રે, દૈન્ય દાસત્વનું.

# ૧૭ દ્રોહ

ગણ્યો દગલબાજ દોસ્ત થકી શત્રુ દાનો અધિક
કહેવત મહીં, સદા કપરું સત્ય કહેતું જ ધિક,
ન કાયર કતાર હ્યાં કપુતની વહી, ગુર્જરી?
પ્રસંગ પર પીઠ પે દગલબાજી દોસ્તે કરી.
ન શું પરકરે જવા દિધ ધરા પુરા માધવે?
ન સોરઠ કમાડ દેશળકરે ઉઘાડચા અરે?

ખરે દગલબાજી, પીઠ પર ઘા અને દ્રોહના
પ્રસંગ વણપાર, ક્ષુદ્ર હિતવૃત્તિ સંતોષવા
ખુટે ખુટલ, વંશવેલ વધતી ન થંભી હજી.
સમર્પણ શિખ્યા ગુલામ નિજ સ્વાર્થ સેવા મહીં.
ધરિત્રી, તવ ગોદહુંફ વિસરી, કર્યા પીઠમાં
અદીઠ વ્રણ, તું સખેદ રુઝવી રહી, કિન્તુ, મા,
થશે બ્રુટસખંજરે સિઝર પીઠમાં ઘાજ શું?
અને 'બ્રુટસ તું?' કહી ઢળવું ખિન્ન ચિત્તે રહ્યું?

## ૧૮ અમૃતકુંભ

મનુષ્યદિલ દ્વંદ્વયુદ્ધ વિરમે ન એકે ક્ષણ,
મચે હૃદયચિત્તમાં પ્રબળ ઘોર સંઘર્ષણ.
દુરાગ્રહ સદાગ્રહો જગતમાં ગજગ્રાહ કૈં
રચે, હૃદયને મથે પ્રખર લૈ મડાગાંઠ રે!
વિરુદ્ધ વહનો, સુરાસુર અનેક તત્ત્વો રહે
વલોવી ઉરઅબ્ધિ, સૌ સભય ચિંતવે, મંથને
થશે પ્રકટ કાલકૂટ વિષ વિશ્વમાં, વા અમી
થકી સભર સૃષ્ટિકુંભ છલશે? ન ર્‌હેશે કમી?
વહંત વિષ અબ્ધિમંથન થયે, ન શંકા મને,
પરંતુ જગકંઠ નીલ વિષપાનથી યોગ્યતા
સુસિદ્ધ કરશે જગે અમૃતપાન કેરી સદા
સુમિષ્ટ નવનીત શું ન મળતું વલોવાઇને?
વિષપ્રસર ત્યાં અમીપ્રભવ, રાત્રિ પૂંઠે ઉષા;
મળે ઉદધિમંથને અમૃતકુંભ, છીપે તૃષા.

# ફૂ. ૪ કેડી

૪

## ૧ કેડી

અહ ! કનકની રેખા કેડી, કસોટીસમી ધરા—
ઉપર હસતી જાતી, ક્યાંયે ન અંત, સમીપમાં
પથ પર લળી પીળા વાને તૃણો ઘઉંનાં રહ્યાં.
હરિત હસતું જીરૂં પાસે, અને નમતી કલા
દિનકર તણી આછી વેરે ધરા પર રક્તિમા.
શ્રમહર મને તારો માતા ધરા, કર સ્પર્શ આ.

શ્રવણ ભરતા સૂરો મીઠા ક્યહીંકથી કોશના,
ખળખળ વહ્યાં પાણી જાતાં હતાં નિજ પાળમાં,
કંઈ બળદિયા 'બાપો' કહેતાં, કંઈ ડચકારતાં
ઘુઘર નચવી ખેંચે કોશો, અહો, અમરાઈમાં
ટુહુ ટુહુ રહી કેવી કૂજી સુકંઠિત કોકિલા !
સુખમય કરે સૂરો મીઠા સુમંગળ સાંધ્યના.

પવન વહતો શીળો લાવે ધરારજ પુષ્ટ હ્યાં,
પુલકિત થઈ ઊઠે અંગો અને મન, વાહ વ્હા !

## ૨ અજબ ધરતી

અજબ ધરતી! ધૂળે ઠંડી પડયા પગ જ્યાં ગયો
શ્રમ પરહરી, નેત્રો મારાં ઠર્યાં, સુખમાં સયો.
પરિચિત ઘણી લાગે ભૂમિ, ગઈ પરખાઈ, હાં,
અતિશય મને વ્હાલી વ્હાલી ધરા ગુજરાત આ.

ઘુંટણભર હ્યાં ખેલ્યા પા પા કરી પગલી પુરા,
કયમજ વિસરી જાયે ધૂળે રમ્યા જયહીં એ ધરા?
હૃદયતલમાં ફૂટી વ્હેતી થઈ સરવાણીઓ
અવિરત રહી ખેંચી હૈયુ ભણી તવ, માત ઓ.

મુલકભરનાં કીધાં મીઠાં અસે પયપાન, મા,
તુજ પયતણી તોલે નાવ્યાં છતાં ન કરી તમા.
ચિર શરમના એથી મોંઢે પડયા અવ શેરડા.
વદન છુપવી છાતી સાથે હવે રડતા ખડા.

નજીક શિશુને ન્હાળી હૈયે છલી પયચંદિરા!
ખુશ દિલ થઈ ભાઈ ભાળી શું ધૂળસહોદરા!

જાલ્ધનોર્ડકાળ બરુઆ

# ૩ ઊંટને

પડ્યો પટ વિશાળ ઊંટ, કર ઊંચી ડોકે હવે
પ્રયાણ, ઝટ મૂક લાવી ઘર આંગણે, આંખને
ન જંપ, થઈ ઊંચી દૂર દિશ મીટ માંડી રહે.

નદી, ન જળ ક્યાંય, ધૂળ બસ ધૂળ, લાંબો પડ્યો
ઘણો પટ, દબાવ રેત, ચલ ઊડ, પંખી ખરો
ગણાય રણનો તું, જો, સુરજ મસ્તકે ધીખતો.

ઊડ્યો, અરર અષ્ટવક્ર તુંય, કેડના આંકડા
કર્યાં બહુ ઢીલા અહ્યા, પણ શું વાંક ? તેં તો કર્યાં
હતા કુટિલ અંગભંગ, પણ લોક કાઠા કરી
પરોવી તુજ નાસિકા નથ, સવાર થાતા રહ્યા.
ચડે ગગન ધૂળગોટ, વરસી રહે લૂ ભલે,
રહે મજલ રે લલાટ, વિધિ વક્ર, તું શું કરે ?
સવાર અણબૂઝ હાથ સહુ બાજી રહેતી ખરે,
કૂરે મજલ સર્વ નેહનથ સોંપી ધીખ્યા રણે.

# ✓ ૪ ઓથ

ઘડીક અહિં, તો ઘડીક ત્યહિં ધૂળના ટેકરા
રચે પવન, વાહ ખૂબ ગુલતાન થૈ ગેલમાં
ફરે ફુદરડી, લઈ રજકણો નદી રેતના.
લઈ સઘળું આવરી દશદિશા કરે ધૂંધળી.

ઉડયો ઉકરડો, ભર્યાં નયન, ગર્દભો ભૂંકતા
કરે વિકળ નાસભાગ પગ પાછલે ઠેકતા.
ગઈ ભગરી ભેંસ ભાન નિજ ભૂલી આંધી મહીં.
અડોઅડ લપાઈ થાય સ્થિર હાર વેટાંતણી.

ભલા પવન, ગામસીમ રહી પાસ, ત્યાં આમ તું
નડયો ? નડતરો તણી ન સુજને રહી/મણા.
ઝુકાવ/ પળ, ઊંટઆડ લઇ બે ઘડી આંધીથી
રહ્યું બચવું, પ્હોંચશું નગર ભાગ્યમાં જો લખ્યું.
કૃતજ્ઞ રણપંખી ઊંટ, દિધ ઓથ આંધી મહીં,
નથી ભવરણે જ માત્ર દિલહુંફ પામ્યો કયહીં.

## ૫ મને શ્રમિતને

મને શ્રમિતને લગીર ભઈ, રાતવાસો દિયો,
અમાસ, બહુ અંધકાર, ઘનઘોર સાથે રહ્યું
ઝળુંબી નભ, વીજળી ખળખળાટ, ભીનો પવન,
રહ્યાં તરુ મહીં લપાઈ સહુ પંખી પારેવડાં,
ઢળ્યા જ મધરાત ઊંઘ મહિં ગામલોકો બધા.
રહ્યો ભ્રમણશીલ હુંજ ભટકી ભવે ભાઈ, હ્યાં.
કમાડ ઉઘડ્યુ, વસાઇ પણ શું ગયું ! દેહના
દિદાર નિરખી ડર્યું શું દિલ ? કૈંક કેડી તણા
થયા રઝળપાટ, આયુભર તીક્ષ્ણ કાંટા થકી
શરીર કપડાં ગયાં ઉઝરડાઇ, આવી સ્થિતિ,
છતાં હ્રદય હામ, હામ ઉરને ન છોડે હજી.
પરિભ્રમણશૂરને ન સ્થળ કાળની કૈ પડી.
કર્યાં દિલકમાડ બંધ પળ તે પ્રિયે, સાંભરે,
મનુષ્યદિલ સાંકડાંય મુજને પછી શું નડે ?

## ૧૧ સનાતન કુમારિકા

સુરા તુજ સરસ્વતી, જળ શહેર ભાગોળની
સમીપ વહતાં હતાં વિમળ, આજ સંકોચતી
ગઈ સલિલકાય દૂર, પટ પાતળે તું વહી,
સનાતન કુમારિકે, હૃદયદુઃખ ક્હેતો જરી.
'કુમારી નહિ, મા હું તો અગણ ત્યક્ત બાળોતણી;
હટાય વિધવા, કુમારી, કુલટા અને ત્યક્તનાં
અસંખ્ય શિશુ માહરે પટ, વહેતી સાક્ષી બની
સદૈવ શિશુઘાતનાં કરુણ ક્રંદનોની અહીં.
અચાનક સરી ગયું વિમલ મારું કૌમાર, ને
છલ્યો હૃદય માતૃભાવ, શિશુ સર્વની મા બની,
ઠરી ન કુખ નારીની કુટિલ લોકનિંદાભયે,
રહી સહજ ઠારતી સલિલ સીંચી ધીખ્યા ઉરે.
ઉઠે હૃદય કાળઝાળ ચિરકાળ આ ત્રાસથી,
સમુદ્ર પિયુને ઉવેખી રણમાં શમું દાઝતી.

## ૧૨ અરવલ્લિ

અતૂટ બહુ દીર્ઘ હાર અરવલ્લિનાં શૃંગની
પડી, નભપથે જતાં નગવિહંગનાં યૂથની
હશે ગઈ કપાઈ પાંખ સુર ઇન્દ્રના વજ્રથી
અહીં ? અગર મારવાડ મરુભૂમિની નિર્જળા
સપાટ ધરતી તણા અચળ, શૂર, બંકાનરો
તણી ગજબ વીરતા ગઈ બની મહાકર્ષણ ?
રચી દિધ પહાડઆડ, કંઈ ઘાટ, ખીણો અતલ,
રિપુપ્રસર ખાળવા શું અરવલ્લિ ઊભો અચલ !
કટાર સમ બીજ ચંદ્ર, ઉડુ શુક્ર શુભ્રાંગ શી
રહી ઝગઝગી પહાડ પર, યાદ આપે સ્વયમ્
હુલાવત કટાર શીલ સત રક્ષવા પદ્મિની
સદા સમરશૂર રાજપુત સાથ પૂર્વે અહીં.
ખમીર બહુ ખાનદાન અરવલ્લિ, ખોળ્યું જડે
હવે ન, કરણી રહી ફક્ત કાળ વીત્યો ખરે.

## ૧૩ નિશા

નિશા, ચહુદિશે છલ્યાં તિમિરનીર નિઃસીમ શાં!
સમાધિતટ ઝુકિયાં શિખર દૂર સપ્તર્ષિ શી.
તમિસ્રવસના સ્રવે સરિત ગાન ગંભીર આ.
સમીર સુસવે, બજે વિકળ વંશનાં ઝુંડ હ્યાં
કરે મુખર કંદરા તરુવરો, વળી વાયુમાં
રહ્યાં સુસવી તીક્ષ્ણધાર તટ વૃંદ પાનો તણાં.
તને દગ ભરી ભરી નિરખુ, મોહ પામું નિશા,
અલૌકિક તમિસ્ર વ્યાપ્ત તવ રૂપ વિશ્વંભરા.

નમું સજળ નેત્ર, હે રજનિ, મેં લહી વિશ્વમાં
જતી રઝળતી ઢળી કઠણ કાંકરે કર્કશા
અશાન્ત નિધિપથ નિત્ય મુજ જિંદગી નિમ્નગા,
વિલક્ષણ તમિસ્રપૂર્ણ મુજ જિંદગી, ભાગ્ય શાં!
નિશા સદય, અંક લેઈ કર પોપચે અંજન,
ચદા અતલ નિંદ થાય ભવદુઃખનું ભંજન.

# ૧૪ ગિરિસ્મિત

અહો આછેરાં ધુમ્મસવસન જ્યાં થાય અળગાં
હસંતાં અદ્રિનાં શિખર દગ સામે તરવર્યાં!
હસ્યું હૈયું, વાગ્યુ મહિં અકળ ભણકાર ઉઠતા,
રહ્યું કો આમંત્રી મધુર વચને, 'આવ અહિંયાં'!
અહો, ઘેરી લેતાં ગિરિકુલદલે ખદ્ધ અલિનાં
પરોઢે તાજી આકળ સહ કુંણાં ગીત ઝમતાં!
પતંગો રંગોનાં ધનુષ, ઝરણાં, પંખીગણની
સુરીલા કંઠોનાં કવન, સુખ જાયે નવ કહ્યાં.
અહો સ્પર્શો મીઠાં ગિરિ તવ સ્મિતો, ને વતનની
અનેરા આનંદો! અધિકતમ એથી સુખદ શાં
રહ્યો ચિન્હો ધારી અમ પ્રણયનાં અદ્રિવર તું!
મને એથી તારું અધિક ગિરિ, સાન્નિધ્ય ગમતું.
વહે શીળી કેવી સુખદ સ્મૃતિ સંસાર દવમાં!
હરે ચિત્તક્લાન્તિ, શ્રમહર વહે સ્રોત દિલમાં.

# ૭.૪ ફરી આવ્યુ

## ૧ મિલન

જે વિશ્વે થૈ પ્રકટ નભથી દેવના તે નભી આ,
ન્હાતાં જેમાં ગિરિ, તરુ, વિહંગો, અને મેઘમાળા
રૂપે નાનાવિધ વિહરતી, કોટિ કૈં તારિકાઓ
આકાશેથી ઉતરી સરમાં સ્હેલગાહે–પરીઓ.

કે સાન્નિધ્યે પ્રિય નભ નિહાળી શું એણે ઉછાળ્યાં
હેતે ફૂડા શિખરકર આશ્લેષ ગંખી; ઉડાડ્યાં
કેવા કોડે વિહગ દિલની કામના જાય કૂદ્દેતાં!
નાચે તારા અગર ઉપડી રમ્ય રોમાંચ રહેતા!

ક્યાંયે કોલાહલ ન, સહુ પાળો પડી શાન્ત સૂની.
ઝંપ્યા લોકો, અરવ પગલે રાત્રિરાણી પધારી.
પાળે બેઠો પથિક, રજનિ પ્રીત એની પુરાણી,
ઝંખે આજે રજનિ નિજ સાથે હશે શું ય લાવી.

કોઈ આવે અરવ પદ, એ તો રમા, કેમ ભૂલું,
આ તે કેવું વિરલ મળવું દૈવ ભાગ્યે લખેલું!

## ૨ દુર્દૈવ

રમા, ને મળવાની આશ સુજને જરાયે હતી.
પરંતુ હરિહાથ બાજી, કરવુંય શું? ક્યાંકથી
કમાન છટકી પડે નિકટ તીર અન્યોન્યની!
કહુ વિતકવાત? જો ન કહું, શું ગયું? જે સહ્યું
અને અનુભવ્યુ વિશાળ દિલ જો ન આપી ગયું
ગણું ભ્રમણ વ્યર્થ, ઠીક, કદી ઠોકરે આથડી
પડયા, થવુ ફરી ઉભા અભય એજ સાચું લહું.
કદી વિરહ કંટકે વ્યથિત હૈયું ડુસકાં લઈ
રહ્યુ, વિધિશિરે મુકયા વિવિધ દોષ, માફી ચહું.
પરંતુ કયમ, મીંચુ નેન પ્રિય, સન્મુખે શક્તિના
સમૂહ લઈ ગાડું કો રગશિયુ ધુરા ખેંચતા,
હતાશદિલ હોંશહીન ગમગીન ચીલે જતા.
ફરી પ્રથમ શો ઉમંગ નવ કાર્યમાં દાખવે.
ન સાહસપ્રદીપ્ત યૌવન, ન રાષ્ટ્ર દુર્દૈવ એ!

## ૩ કિરણ સુરખી

પ્રિયે, જો હૈયાનું કુહર તવ સામે પ્રતિધ્વનિ
દિયે ના, ઝપી ત્યાં ધ્વનિ પ્રણયનો જાય, નીરખી
સને ના નાચે જો નયન, પદ કેરો રવ સુણી
મૃદંગે હૈયાના સુખદ ન ઉઠે સૂર લહરી.
ન આયુષ્યે ક્યારે ઉર વિનિમયે આત્મ સુરભી
ઘટે સંકેલી સૌ પથ અવર લેવો, પ્રિય સખી.

ન તારો કે મારો પ્રણય અવ ઉત્કર્ષ કરતો,
રહે ખોટા બંધે દ્રય હૃદયગ્હેણો જકડતો.
ટકે વીણાસૂરે મૃદુ હરિણ હૈયાં જયમ પ્રિયા,
રહે તારા ગીતે તવ વશ પડી પ્રાણમૃગ આ.
ઢળે મૂર્છા ખોળે અલિ કમલગોદે સુરભિ પી,
રહ્યો લેટી આત્મા ત્યમ તવ મહીં બદ્ધ પ્રણયી.

પ્રિયે, ખોલો ખોલો કુલહલહિવાલો હૃદયની.
ઢળી પર્ણો વીંધી કિરણસુરખી બાલરવિની.

## ૪ કલ્પનાતીત ક્ષિતિજે

આવી આશ ઉરે હતી:જીવન ને મૃત્યુ મળે ત્યાં ખરી
આયુષ્ય ક્ષિતિજ, પ્રિયે, વિરમશે ત્યાં જીવનાશા રવિ; ,
શોભી ઉજ્જ્વલ ઊઠશે અખિલમાં સંધ્યા તદા આયુની,
સૌન્દર્યે દગ ડૂબશે, વિસરશે વૈવિધ્યમાં આખરી
વૈષમ્ય, પ્રિય, જે સદા હૃદયને સંતપ્ત ર્‌હેતા કરી.
સંધ્યા આમ થશે વિલીન, રસિકે, ઝંખા હતી પ્રાણની.

ત્યાં સૂર્યાસ્તની ઉચ્ચ ટૂંક ચડતાં શો સન્મુખે સૂર્ય આ
ઘૂમે નિષ્પ્રભ ! શી ગતિ ત્વરિત ! ત્યાં દૂરે ઉભી ભૂમિ પે
પૃથ્વી વ્યોમતણી સુતા ક્ષિતિજ કે કોડેભરી ઝંખતી,
ચૂમી લૈ મૃદુ ઓષ્ઠ સૂર્ય રમશે અંકે, ન આશા ફળી,
ડૂબ્યો સૂર્ય સુદૂર ક્યાંય ક્ષિતિજે આ કલ્પનાતીત, જો,
આશાભંગ સહી ઉરે પ્રણયિની શી ઝંખવાઈ ગઈ !

'ત્યાગી અંતરિયાળ આશ વિરમી,' ભગ્નાશ ર્‌હેતી વદી,
'ઝપી હોત જ મોત જીવન મળે એવા દિગંતે યદિ ?'

## ૫. સૂર્ય અને ચંદ્રી

તું અસ્તાચળ સૂર્યની વિરમતી ઝીલી મુખે લાલિમા
બોલી, 'હું રવિ શી અહર્નિશ રહી ભાવાંકુરો ખાળતી,
નિષ્પાપ પ્રણયાંકુરો પ્રભવતાં મેં અગ્નિદૃષ્ટિ કરી,
હાવાં દોષ ક્ષમા, મુખે પિયુ, ઢળી એ કલાન્તિની કાલિમા,
મ્હારી સર્વરશૂન્ય આયુ–સરિતા જોતાં રહું કંપતી.
સારે આ ઉરઅગ્નિમાં પ્રજળવું નિશ્ચે રહ્યું, હે હરિ.

'ડૂબે આ રવિ, પૂર્વમાં વિલસતી જો ચંદ્રિકા શીતલ,
હું જાણું, ભવ વારિમાં વિહરતી બેસી પ્રતીક્ષાતરિ
આવી જો અભિસારિકા તવ તટે હોડી રહી લાંગરી.
હું આવેગ અશાન્તિ, એ મુદમયી શાન્તિ સુધા કોમલ.
જા રે, પાન્થ સુપંથ સત્વર,' વદી ગાંભીર્ય ગાઢે સરી.
ડૂબંતા રવિરશ્મિની તવ મુખે દિવ્ય પ્રભા પાંગરી.

ડૂબે સૂરજ, ચંદ્રી વ્યોમ તરતી, ને સન્મુખે તું પ્રિયે,
શોભા શી વરસી રહી સહુ મુખે, કોને વિલોકું કહે?

# ✓ ૬ પૂર્ણેન્દુ દર્શન

અહો શો પૂર્ણેન્દુપ્રભવ ! સુખ ફુલ્લાંબુજ સમ !
ઉગ્યો કેવો તેજોમય, ધવલ, રૂપે અનુપમ !
નિશાના અંધારે બહુ સમય ઢાંક્યો શશધર,
સ્વયત્ને શો વ્યોમે અમલ અતિ શોભે શશિયર !
ઘણાં ઘેરે ગાઢાં તિમિરઘન, વૈષમ્ય વસમાં,
ન શું તોયે શૃંગો નવ સર કરે આત્મ જગમાં ?
વિકાસાર્થે એને રહ્યું જ અટવાવું અનુભવે,
વરે વિશ્વે નિશ્ચે વિજય, લટકે છો ભવભવે.
{ પ્રિયે, સૌ આત્માની ચલવિચલ આ બાહ્યગતિની
{ રહી નેપથ્યે કો અચળ દૃઢ કલ્યાણ ઘટના.
બધા આત્મા યાત્રી ધ્રુવશિખર ઉત્ક્રાન્તિ પથના,
ધપે ધીમે માર્ગે નિયત, હઠતા એક ડગ ના.
કલા વાધે જેવી પ્રતિનિશ પ્રિયે, રાત્રિપતિની,
વધે શોભા એવી પ્રતિપળ અચી, આત્મદ્યુતિની.

## ૭ પ્રેમનું સ્વરૂપ

પ્રિયે, પ્રેમોર્મિના બહિર પડ નીચે પડ ઘણાં,
ઉખેળી જોઉં જ્યાં મલિન થર બાઝેલ બમણાં,
ચહું કાં કે ચાહે અવર સહુ, આશા હૃદયમાં,
અહમ્ કેરો આ તો નિરવધિ જ વિસ્તાર જગમાં,
ગમે જે સંતોષે, વિમુખ બનું મોઢું સુખ કદા,
ઘવાતાં છેડાતો બહિર્મુખ અહમ્ એક પળમાં!
સુખે મ્હાલ્યા, ખેલ્યા મનભુવન તે દૂર ખસતાં,
ખરે પ્રીતિ કેરાં જળ ન શુચિ, નિર્મળ ભવમાં.

વિતૃષ્ણા કેરું કારણ લહું અહંભાવ, પડતા
ક્ષણા ઘા, રૂપે કૈં વિવિધ; સુખઆશા વિરમતાં
રહે વ્યાપી પ્રાણે વિરતિ; પણ ઉલ્લાસઝરણાં
વહે એ શે સાચાં નિરતિશય આનંદરસનાં
વહે જે પ્રીતિના સ્મિત અમલ ઝીલી જગતમાં?
પ્રિયે, આવો, પ્રીતિપ્રભવ ચહું સૌના હૃદયમાં.

# ૮ પ્રેમજ્યોતિ

વ્હાલી, આવ્યાં ઉડુગણ જળે સેલવા વ્હાલસોયાં,
ને સ્વર્ગંગા રજત કણ વેરે, રહે નેન સોહ્યાં;
કેવું ઊંડું ઉભય ઉર સ્પર્શી જતું મૌન ગૂઢ !
શાં ડૂબ્યાં અંતર સુખસરે શાન્તિ ઝીલી નિગૂઢ !

પૃથ્વી વ્યોમે સ્થિર પ્રણયની વાત કીધી શું વ્યક્ત ?
આછી ઝૂંણી દ્યુતિઝલક શોભા વહાવી, ન અંત !
ને આ મૌને સભર છલકાતી ન વાણી પ્રિયે, શું ?
ઊંડાં પાણી સ્થિર, છલકતાં વિશ્વમાં છીછરાં શું ?

વ્હાલી, જો આપણ પ્રણય જામે, નિશાન્ધાર ગાઢ
જેવો, ને જીવનસરિત ઝીલે જળે તેજધાર
ઝૂંણી કૈં સંસ્મૃતિ ગત તણા તારલાની, અપાર
વચ્ચે વ્યાપે પ્રિય, અતલ આ મૌન, શાન્તિ પ્રગાઢ,
કેવાં બન્ને સ્મૃતિસલિલ ડૂબી મહામૂલ્ય મોતી
ગોતી, એની સ્થિર ચળકમાં પામિયે પ્રેમજ્યોતિ !

my hand

# ૧૧ મુક્તિ

ઘેરી ઊભાં ઘનદળ ભુરા ભૂખરી પ્હાડટૂંક,
શૃંગે કીધી ધુમસબુરખા હેઠ કૈં ઢાંકઢૂંક !
નિદ્રાખોળે વનતરુ, ખગો ખીણ પોઢયાં પ્રશાન્ત,
પ્હાડી વસ્તી સહુ સળવળી પ્હોર રૂહેતાં પ્રભાત.

ગાઢું કેવું તિમિર, ઘન ઘેરી વળ્યા અદ્રિકાયા !
પૃથ્વી હૈયું સઘન બની દાબી રહ્યા, ગૂઢ માયા !
સૂઝે કેડી કયહિં ન, રડતાં વંશ ઝુંડો સુણાય,
ઘેરે વાતાવરણ, ઉર નિઃસીમ મૌને તણાય.

ત્યાં આકાશે નભ ઉજળું આછું થયું, પાંપણોના
પલકારામાં સઘન સઘળું વ્હેતું થાતું હવામાં !
ફોરા ફૂ શાં ઘન ગિરિશિરે પાથરે વસ્ત્ર આછાં,
થૈ ફોરાં ઝાકળ ધુમસ પણે ઢળે શુભ્ર પાછાં.

ને બંદી આ અલિ કમલપર્ણે મળ્યે મુક્તિ, વ્હાલી,
ફૂલે ફૂલે નિજ પ્રણયની વાત ગુંજે રસીલી.

# ૮ વતન

## ૧ વતનની સંધ્યા

બંસી સૂર વહે, શિવાલય તણી ઘંટા બજે, આરતી
ગાતા ભાવિક ભક્ત, બાલકરથી ડંકા નગારે થયા.
ઊંચે ગોરજ ઊડતી, ધણ બધાં પાછાં વળે પાદરે,
ખંભે કામળ, લાકડી કર લઈ ગોવાળ આવે ઘરે.
વેળા વાળુ તણી થઈ, ઘર ઘરે ઝાંખાં ઝગે કોડિયાં,
કન્યાઓ તજતી સુનિવ્રત; મને સંધ્યા ગમી ગામની.

સાયંકાળ અનાદરા, તવ બની ગોવાળ વાળે ઘરે
તૃષ્ણાનાં ધણ ચિત્તમાં રઝળતાં, પૂરે જઇ કોઢમાં
ગાઢી શાન્તિ તણા; વિરામ મળતાં ઝંપી જતાં, નિંદમાં
વાગોળે સ્મૃતિનાં તૃણો મૃદુ ભલે, ને ભાગ્ય માનું ખરે,
જો ચૂમી સુખદા-નિશાનયનનાં મીઠાં તુષારાશ્રુ આ
નેત્રો હે છલકાવી, તો સજળ હું પૂજું પરોઢે ઉષા.
આશાગોધણુ સાન્ધ્યગોપ, તવ આ હુંફાળ સાદે ચઢી
જાતાં મારગ, ડાકમાં રણુકતી મીઠી રૂપા ઘંટડી.

## ૨ સૌમ્ય સુરભિ

ઉમા, સરલ સૌમ્ય પુત્રી ગિરિરાજ કેરી, તને
ફરી ઉમળકે શકું કયમ હું આવકારી કહે ?
અખી, સ્મૃતિકળી, કળી રહી અદીઠ તું અંતરે,
પ્રફુલ્લ દલ પુષ્પમાં ન પરિણામ પામી કયમે.
રહી સુરભિ મિષ્ટ કેરી, ત્યહિં કો અજાણી કળી,
ફળી કયમ, પ્રફુલ્લ ફૂલપર્ણિ રૂપશોભા ધરી
દલેદલ ઉગી, ભરી પળ પ્રસન્ન સમોહની,
સરી ન સરી ત્યાં રહી શમણું રમ્ય સંકેલતી.

કદા સુરભિ તીવ્ર ચિન્તવનમાં મહેકે, ઉમા,
અને સ્મરણલીન થાય મન, તો તું દેજે ક્ષમા.
અમી ન તવ આત્મ કેરું લવલેશ ઓછું લહું,
અનંત ભવતાપમાં સુરભિ સૌમ્ય શીળી ચહું.
ભર્યો, વિરહ–ચિત્ત, તપ્ત-રણ, તે રણદ્વીપની
તજી સુખદ શીળી છાંય, સ્થળ અન્ય ઝંખે નહીં.

## ૩ અધિકાર

ઉમા, ન કશું યાચું, કોઇ હક ના, ન એવો કશો
રહ્યોય અધિકાર કે હૃદય ખાલી મારું કરી
ભરું હું સમભાવથી સહૃદય હૈયું તારું કદી.

ક્ષમા, યદિ હતાશ હૈયું મૃદુ હૂંફ આશા કરે,
ક્ષણેક કર સ્પર્શ કોમળ કપોલ ઝંખે, ચહે
હથેલી દઈ સ્વપ્ન કોઈ મુજ પોપચે સાચવે.

ચહું નવપ્રભાત નેત્ર ઉઘડે નવોલ્લાસથી,
વિષાદહર રશ્મિ પ્રાણદલ પાથરે તાઝગી,
રહે અભય આત્મ ખેડી ભવપંથ કેડી નવી,

કંઈ પ્રહર ઝીલી શ્યામ રજનીતણી કાલિમા
ઉષાસ્મિત વિસારી, કિન્તુ કરુણામયી જો ઉમા,
ભરે ફુલદલે પરોઢ ઢળતાં ફુંણી લાલિમા.

ઉમા, દગ છલ્યાં! સકંપ કયમ હાથ મારો ગ્રહે?
મને ન અધિકાર, કિન્તુ અધિકાર તારો ચહે.

# ૪ અસીમ ઐશ્વર્ય

વહે પવન મંદ, સૂર સઘળા શમ્યા, શેરીમાં
પ્રશાન્ત રજની પધારી, જન નિંદખોળે નમ્યા.
નમ્યાં ન મુજ નેન, નિંદ ગઈ, ગામઝાંપા ભણી
વળ્યાં ચરણ, વ્હા નિરભ્ર નભ! બીજ કેરો શશી
રહ્યો, શિવ સમાધિમગ્ન તજી અદ્રિશીર્ષે, હસી!
સ્વયમ્ હૃદયઊર્મિનાં સલિલ શાન્ત જાગી ગયાં!
નવા અનુભવે નિમગ્ન મુજ પ્રાણ ડોલી રહ્યા!
અનેક કુસુમોતણો મઘમઘાટ! પંખી તણા
પ્રસન્ન કલશોર! નિર્ઝરનિનાદ આનંદના!
પુનઃ પ્રકૃતિ રૂપ નવ્ય ધરતી હસંતી અહા!
સજીવ જડ સૃષ્ટિ! નિર્જીવ કશું ન! લીલામયી
રમે પ્રકૃતિઅંગુલી સહૃદય, ચેતના પ્રેરતી!
ચરાચર દયા ઢળી ચિર અસીમ ઐશ્વર્યની!
સચેત મૃતકોશ થાય! અનુભૂતિ સંજીવની!

## ૫ આનંદે તવ

સંસારે સુખલબ્ધિ દુન્યવી મહીં આનંદ ઓઘો તણો
આત્માને અનુભૂતિ,એવી શમતી માયાવિની માન્યતા.
વિશ્વે વૃત્તિ સરાગ નિત્ય મૃગયા ખેલે સુખપ્રાપ્તિની,
આશાભંગ સહે, કરે વિરસ આ હૃત્તંત્રને, ચિન્મણિ
થાતાં કાન્તિવિહીન તીવ્ર વિરતિ, ને કાષ્ઠ નિર્વેદતા
ઘેરે ત્યાં પરમાનુભૂતિ ક્યહિંથી આનંદ કે શાન્તિની ?

ભ્રાન્તિ ત્યાગ, ન વૃત્તિતોષ પ્રસવે આનંદ, નિર્વાસના
કોઈ અંતર વીતરાગ ભરશે શાન્તિપ્રદ સ્વસ્થતા.
આનંદ સ્વયમેવ હૃત્કમળમાં પૂરાઈને ડોલશે
નિત્યે ભૃંગસમો, ન કાળગજની સૂંઢે હણાશે કદા.
એવા સ્રોત અખંડની તનમને સંજીવની સ્પર્શતાં
રોમેરોમ મહોદધિ પ્રભવતી આનંદનો નાચશે.

આનંદે તવ હે વિરાટ, વિલસે આ સૃષ્ટિનું સર્જન,
આનંદે તવ હો વિભો, વિલય સૌ શોકાર્તિનાં ક્રંદન.

# ટૂંક નોંધ

**ફ્રોઇડ અને માર્ક્સ:** (પાનું ૧૦૦) સિગમંડ ફ્રોઇડ માનસપૃથક્કરણ-શાસ્ત્રના પ્રણેતા. એમણે અર્ધજાગ્રતમનના રહસ્યો સ્ફુટ કર્યાં. ધાર્મિક માન્યતાઓ, સ્થિતિચૂસ્ત લોકમત, અવૈજ્ઞાનિક નીતિવિચારો, અને માત્ર વૃત્તિઓની તૃપ્તિમાં જ રાચતું પશુવત પ્રજાજીવન રાખવામાં દીર્ઘકાળની પોતાની સ્થિરતા જોતી રાજસત્તા, મનુષ્યની વૃત્તિઓના વેગને રૂંધે છે. આ દમન માણસના અહંની કરુણાજનક સ્થિતિ કરી મૂકે છે. એને વિકૃત કરે છે. ફ્રોઇડે અર્ધજાગ્રતમનની ક્રિયાપ્રક્રિયાનું સૂક્ષ્મ અન્વેષણ કરી 'એરિસ્ટોટલ પછીનો બીજો સમર્થ મનોવૈજ્ઞાનિક' એવુ બીરૂદ પ્રાપ્ત કર્યું છે.

માર્ક્સ જર્મન સમાજશાસ્ત્રી છે. એમણે પ્રવર્તતી મૂડીવાદી વિચારસરણી ફેરવી શ્રમજીવી વિચારસરણીની સ્થાપના કરી. સમાજમા મૂડીદારવર્ગના હાથમાં સત્તા હોવાથી, એણે વર્ગસ્વાર્થ અને શોષણને સ્વીકારી લેતી માન્યતાઓથી મનુષ્યબુદ્ધિને આવરી લીધી. શોષણથી શોષિતવર્ગ શોષકની સામે એકત્ર થાય છે, ને પરિણામે વર્ગજાગ્રતિ આવે છે. આમાંથી વર્ગવિગ્રહ જાગે છે. ક્રાન્તિ પ્રકટે છે. માર્ક્સે કુદરતમા ઉત્ક્રાન્તિ તરફ લઈ જતા ક્રાન્તિનાં ઘોડાપૂર જોયા અને માનવજાતિની શુભ નિયતમાર્ગે થતી અફર કૂચમાં શ્રદ્ધા રાખી નવીન સમાજરચનાનો પાયો નાખ્યો.

**ભૂતાવળ:** (પાનું ૧૦૧) ફ્રોઇડે મનના ત્રણ વિભાગો પાડયા છે. આંતરમન (Id) અહં (ego), અને અહમીશ (super ego). આંતરમન માત્ર સુખાનુભવ

માગે છે. બાળવયમાં એનું જ સામ્રાજ્ય હોય છે. આ સુખાભિમુખ વૃત્તિને મોટી ઉમરે બીજાના સુખનો વિચાર કરવો પડે છે. તેમાંથી અહંનો ઉદ્ભવ. અહં બુદ્ધિપૂર્વક વિચાર કરી વર્તન કરે છે, આંતરમનની પોતાના જ સુખની વૃત્તિ પર અંકુશ રાખે છે. યોગ્ય અયોગ્યનો ખ્યાલ ધરાવે છે. યોગ્યાયોગ્યતાનો ખ્યાલ આપતા મનના પ્રદેશને અહંમીશ (conscience) કહે છે. મનુષ્યને આંતરમન સુખાનુભવ તરફ ખેંચે, ત્યારે વાસ્તવિકતા (reality) અને અહંમીશ એને અટકાવે પરિણામે અહં કચડાઇ જાય. મન અસ્વસ્થ બની જાય. દમન થયેલી ઘર્ષણમાં હારેલી આ વૃત્તિઓ અર્ધજાગ્રતમનમાં દબાઈ વિકૃત રીતે તૃપ્તિ મેળવતી રહે છે. પરિણામે વાસનાતૃપ્તિ માટે ભમતી ભૂતાવળ સ્વરૂપે મનુષ્યટોળાં ભમતા રહે છે.

**નેહજાળઃ** (પાનું ૧૦૨) વૃત્તિઓનું જ્યારે દમન થાય છે, ત્યારે તેની ગ્રંથિઓ (complexes) બંધાઈ જાય છે. આ ગ્રંથિઓ લાગણી ભરપુર હોય છે, અને જ્ઞાત વિચારો અને કાર્યોને નિશ્ચિત દિશામાં પ્રેરે છે. માતા અને પુત્ર, પિતા અને પુત્રી વચ્ચે નૈસર્ગિક સ્નેહમાં બાળકના મનમાં અતિસ્નેહની ગ્રંથિ બંધાતા, ચિત્તનું જે સ્થિરવલણ, ચિત્તાસંગ (fixation) થઇ જાય છે, તે બાળકને મોટી ઉમરે યોગ્ય પતિ કે પત્નિરૂપે વર્તતા અટકાવે છે, અને પુરૂષ પત્ની પાસે માતાના સ્નેહની અને સ્ત્રી પુરૂષ પાસે પિતાના સ્નેહની અપેક્ષા રાખે છે. એમાં નિરાશ થતા દુ:ખી થાય છે. આથી માતાપિતાએ બાળકના મનમાં આવી ગ્રંથિ બંધાવા ન પામે તેવી રીતે વર્તવું જોઇએ, પણ આપણે ત્યાંનું નાદાન માતૃત્વ અને બીનજવાબદાર પિતૃત્વ અતિલાડ ને અતિદુર્લક્ષથી બાળકના ચિત્તને વિપરીત ગતિ આપે છે.

**પ્રભુ** (પાનું ૧૦૩) 'Man is not the image of God. God is the image of men', Feuerbach. સાચી પ્રભુતા તો માનવના હૃદયમાં અન્યની આર્તિ–દુ:ખના નાશ અર્થે જે અનુકંપા જન્મે છે ત્યાં છે.

**દયાઝરણું** (પાનું ૧૦૪) દયાનું સ્વરૂપ પણ વિલક્ષણ છે. 'pleasure

for me, pain for you'ની મૂળભૂત વૃત્તિ ચિત્તમા પડી જ છે, તે કડવુ. છતાં સ્વીકૃત સત્ય છે. કોઇની આપત્તિના સમાચાર સાભળી પ્રથમ તો સહજ આનદની, અને આપણા પર તો નથી આવી, એવા વિચારથી છુટકારાની લાગણી જન્મે જ છે. આ છુટકારાની લાગણીમાથી દયાભાવ જન્મે છે. આમ દયા આપણા અહને, સુખી સ્થિતિવિચારને પોષવા પ્રગટ થાય છે. આપણી વૃત્તિઓ સુખલીન અને અન્યના સુખમા ભાગીદાર થવાની કામનાવાળી હોય છે, દુઃખમા નહિ. અહ તૃપ્તિ કે આત્મપીડનથી મળતા હીનપ્રકારના સુખાનુભવથી મુક્ત એવાં સમસંવેદન કે સહાનુભૂતિ ઘણા સારા.

**શિશુજીવન:** (પાનું ૧૦૫) બાળકના ચિત્તનું બધારણ આનદપ્રિય છે. એનું આતરમન સ્વસુખની ખોજમાં અને પરસુખની વિડબનામાં રાચે છે. સમગ્ર વિશ્વની યોજના એના સુખને માટે જ છે. એનુ શરીરમન સુખાદોલન ઝીલવામા મગ્ન રહે છે. એનુ પ્રાણતત્ત્વ (libido) અતનવા સુખની શોધ કર્યા જ કરે છે. આ પ્રેમની વૃત્તિને અતિલાડથી બહેકાવવામાં, કે અનાદરથી અતૃપ્ત રાખવામા ભાવિ માનસવિકૃતિ (disorder of the instincts)નો સભવ છે. નાનીવયે જે બાળકને ઇર્ષા અનુભવવી પડી હોય છે, તે પર અને આત્મપીડનથી યૌવનને ભરી દે છે. આત્મ ને પરપીડકો પ્રેમના ભૂખ્યા હોય છે. એથી ઊલટુ યથેચ્છ સ્નેહ પામેલું બાળક મોટી ઉમરે વત્સલ નીવડે છે.

**કાર્યકારણ** (પાનુ ૧૦૭) અહ અને અહમીશની સમજાવટ, ધાકધમકી છતા આતરમન એની પ્રાકૃત આનદપ્રિયતાની તૃપ્તિ માટે મથતું રહે છે. પ્રવૃત્તિનુ કારણ વૃત્તિ લાગણીના સક્ષોભમા છે એવું ભાન થઈ જાય, તો વર્તન કે વાણીમા નજરે પડતા વિરોધાભાસનુ રહસ્ય સમજાઇ જાય. અને જ્યા સમજણ છે, ત્યાં રોપને સ્થાન રહેતુ નથી.

**સબળ સૂત્ર:** (પાનુ ૧૦૮) જીવસૃષ્ટિને સાકળનારાં બે તત્ત્વો, મનુષ્ય માત્ર એક હોવાનું ભાન, અને આનદની પ્રાપ્તિ અન્ય પર અવલબે છે તે ભાનથી પ્રકટતી સહકારની વૃત્તિ. આ વૃત્તિને પોષણ અને યોગ્ય દિશાસૂચન મળે,

તો અત્યારે જરૂરનું મનાતુ મનુષ્યની અમર્યાદ સુખેચ્છાને મર્યાદિત કરવું કોઈ બાહ્ય સત્તાબળ અનાવશ્યક બની જાય.

**ત્રિવિધ પાશ:** (પાનું ૧૧૨) સ્વરક્ષણ, સ્વસુખપ્રાપ્તિ, અને પ્રજનનની બળવાન વૃત્તિઓ અતિ લાલનપાલનથી માણસને અનુક્રમે કાયર, સ્વાર્થી, અને કામી બનાવી મૂકે છે. આ ત્રિવિધ વિકૃતિ એને પશુવત જીવતો કરી દે છે.

**સમુત્ક્રાન્તિ:** (પાનું ૧૧૪) ક્રાન્તિ ઉત્ક્રાન્તિને માર્ગે ઝડપથી લઈ જનારું આવશ્યક તત્વ છે. કુદરતમાં નાના નાના ફેરફારો થયા જ કરે છે. કોઇ નવી પરિસ્થિતિ માટેની એ દોટ હોય છે. ક્રાન્તિ ઝડપી ફેરફાર લાવે છે.

**અમૃતકુંભ:** (પાનું ૧૧૭) મનુષ્યના સ્વભાવમા પડેલી સ્વસુખખોજવૃત્તિ સમાનતા નહી જ લાવવા દે એવા માનસશાસ્ત્રીય નિરાશાવાદને માર્ક્સનો સમાજવાદ હાંકી કાઢે છે, અને નૂતન સમાજરચનામાં વિનીતિમાન (amoral) વૃત્તિઓ યોગ્ય તૃપ્તિ પામી, ઉર્ધ્વગમના (sublimated) બની, સમષ્ટિનો આનંદ અને કલ્યાણ માટે પ્રયત્નશીલ થશે એવો આશાવાદ સેવે છે. યાન્ત્રિક સસ્કૃતિથી વ્યાપેલા વિષને સ્થાને માનવતા ભરપૂર સસ્કૃતિ (humanistic civilisation)નુ અમી પ્રસરશે. 'શેષ'

**મને સ્મિતને** (પાનુ ૧૨૨) પહેલી પક્તિ કવિશેષની એક કાવ્યપક્તિ સ્મૃતિમા રહી ગયેલી તેનુ અજ્ઞાત પરિણામ છે.

**પ્રેમનું સ્વરૂપ** (પાનુ ૧૩૮) માનસશાસ્ત્રીઓએ પ્રેમનું સ્વરૂપ પ્લેટોનિક અફલાતુની-પ્રેમના ચાહકોને ન રૂચે તેવું રજુ કર્યું છે. પ્રેમ બે વૃત્તિઓનું એકત્ર પરિણામ છે. પહેલી એક સાથે સ્વામી અને સેવક થવાની વૃત્તિ. અને બીજી જાતીયવૃત્તિ. પહેલી વૃત્તિ બીજી વૃત્તિના સતોષ અર્થે ઉદ્દભવે છે, અને પૂર્વતૈયારી કરે છે. જો એમ નથી બનતું તો અહં, જાતીયવૃત્તિ-અહિમુખ અહ-છેડાય છે, અને પ્રેમની મીઠાશને સ્થાને કડવાશ, દોષદર્શન ફૂટી પડે છે. અતૃપ્તિ અનેક પ્રકારના વિરાગ, વિતૃષ્ણા, વિરક્તિ, વિરતિને જન્મ આપી, જીવનને ઉલ્લાસહીન, નિષ્ક્રિય

બનાવી મૂકે છે. મનુષ્યને માટે પ્રેમનું આવું કલુષિત પરિણામ ખેદજનક કહેવાય. પ્રેમનુ આ સાચું સ્વરૂપ સમજી લઇને, એવી કોઈ ઉચ્ચ-ભૂમિકાએ પ્રેમની પ્રતિષ્ઠા કરવી ઘટે, કે જ્યાંથી ઉત્તમ પ્રકારનાં જીવનસ્રોતને પુષ્ટ કરતાં ઝરણાં આવી મળે.

**અસીમ ઐશ્વર્ય**: (પાનું ૧૪૬) ચિત્તમાં રહેલો એક અજ્ઞાત પ્રદેશ, જે પ્રકૃતિનો જ અંશ હોવાથી, એની સાથે સવેદનોની આપલે કરી શકે છે, એકાત્મ અનુભવે છે, એના રહસ્ય સમજી શકે છે.

**આનંદે તવ**· (પાનું ૧૪૭) આનંદનો અનુભવ માણસના ચિત્તની ભૂમિકા ઉપર આધાર રાખે છે. સ્થૂલ કે સૂક્ષ્મ સુખાનુભવ માટેનો મનુષ્યનો તલસાટ અબાધિત ચાલ્યા કરે છે. 'મૃગયા' શબ્દ અન્યના ભોગે મળનારા સુખનું સૂચન કરે છે. એટલે એ સુખ સ્થૂલ અર્થમા સમજવું. મૃગને હણવામા રહેલી ક્રૂરતામા શિકારીનો આનંદ, એના માંસભક્ષણથી સ્વાદેન્દ્રિયને મળનારી તૃપ્તિ સ્થૂલ પ્રકારના સુખ છે. આ પ્રકારની સુખલબ્ધિ આત્માને ઉત્તમ પ્રકારના આનંદનો અનુભવ કરાવે છે તેવી માન્યતા ખોટી છે. સાચો આનંદ વૃત્તિઓના ઉચ્ચીકરણમાથી જ જન્મે છે, અને ચિત્તનો વિષય બની જાય છે.

---

## શુદ્ધિ

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ | પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|---|---|
| ૧૮ | ૪ | ઉછગ | ઉછંગ | ૮૦ | ૭ | દેગશીલ | દગશીલ |
| ૩૭ | ૧૬ | સ્પલ્પ | સ્વલ્પ | ૮૬ | ૭ | શિલાહ્યુ | શિલાહૈયું |
| ૪૩ | ૬ | ગુલાલદલ | ગુલાબદલ | ૯૫ | ૭ | સારભ | સૌરભ |
| ૫૨ | ૧૨ | માન | મૌન | ૯૮ | ૩ | પરભ્રત | પરભૃત |
| ૫૮ | ૧ | સાહજ | સમજ | ૯૯ | ૩ | લ | લૈ |
| ૭૯ | ૧૪ | દેગજળ | દગજળ | ૧૦૩ | ૧ | સજન | સર્જન |
| ૮૦ | ૬ | દેગ | દગ | ૧૨૧ | ૧૦ | રહી | રહી'તી |